ॐ

# માતંગી સ્તવન સંગ્રહ



સંગ્રાહક:
રમણલાલ લલ્લુભાઈ
મોતીબાગ, એલીસબ્રીજ:
અમદાવાદ.

પ્રકાશક :
'સંદેશ લીમીટેડ' વતી
નંદલાલ ચુનીલાલ બોડીવાલાએ
શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન
સંસ્થા માટે પ્રકાશીત કર્યું છે.



આવૃત્તિ પહેલી :
સંવત : ૨૦૦૨ અધિક શ્રાવણ
સને : ૧૯૪૭ ઓગસ્ટ
પ્રત : ૧૦૦૦

મુલ્ય રૂ. ૧-૮-૦

મુદ્રક
'સંદેશ લિમિટેડ' વતી
નંદલાલ ચુનીલાલ બોડીવાળા

મુદ્રણસ્થાન
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
માધુભાઈ કોલોની, અમદાવાદ.

# માતંગી પદપંકજે

**યા દેવી સર્વ ભૂતેષુ, ભક્તિ રૂપેણ સંસ્થિતા ।**
**નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમો નમઃ ।।**

હે માતંગી ! હે મહામાયા ! હે મહેશ્વરી ! અચિંત્યરૂપા આદ્ય
શક્તિ ! અનંત જ્યોતિ ! ગૌરી ! દુર્ગા ! પરાત્પરા ! શબ્દાત્મિકા !
સ્વરાત્મિકા ! રસાત્મિકા ! ત્રિગુણાત્મિકા ! હે જગદંબા !
વસ્તુમાત્રમાં શક્તિ રૂપે, પ્રાણીમાત્રમાં ચૈતન્ય રૂપે અને
ભકતહૃદયમાં ભકિત રૂપે આપ સદા વિદ્યમાન છો.
ભક્તિ એ આપનું સ્વરૂપ છે. અંગ છે. ભક્ત આપને
સદા પ્રીય છે. અને તેથી આપ સદા ભક્ત વત્સલ
છો. હે સદા પ્રસન્ન ! વરદાયિનિ ! આપના ભક્ત
વાત્સલ્યના અનંત ભાવમાં આપના પદ
પંકજે શિરસા વંદન કરી આ ભક્તિ-
પદોનું લઘુ પુસ્તક અર્પણ કરી
આપની ભક્તિ અને પ્રસન્નતા
યાચુ છું.

લી.

માતૃવત્સ.

**રમણલાલ લલ્લુભાઈ**

# નિવેદન

શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન સંસ્થાનું આ દ્વિતિય પુસ્તક પ્રગટ થાય છે. આજ પુસ્તકના સંગ્રાહક શેઠ રમણલાલ લલ્લુભાઈએ લખેલું પ્રથમ પુસ્તક 'માતંગી' ઘણા ટુંકા સમયમાં જ માતંગી ભકતોમાં તેમજ સકળ મોઢ જનતામાં સુંદર આવકારને પામ્યું છે. મોઢ કોમે તેનો યથોચ્ચ સત્કાર કર્યો છે. દુર દુરનાં નાનાં મોટાં ગામોમાંથી પણ તેની માંગણી થઈ છે. એ સર્વ પુસ્તકની ઉપયોગીતા દર્શાવે છે. સંસ્થા તરફથી માતંગી માતાની પ્રેરણાથી પ્રગટ થતાં પુસ્તકો ભકતોના સાદરને પામે એ સંસ્થાના અને પ્રગટકર્તાઓના આશયો ફળીભુત થવાની નિશાનિઓ છે. એજ ઉત્સાહથી પ્રેરાઈ આ બીજુ પુસ્તક મોઢ જનતા સમક્ષ રજુ કરવામાં આવે છે

સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતા પ્રતિવાર્ષિક અહેવાલોમાં તેમજ મોઢ કોમના અભ્યુદય અર્થે પ્રગટ થતાં માસીકો તેમજ અન્ય સામયિકો–મોઢ મહોદય, મોઢ મિત્ર, મોઢેન્દુ વિગેરેમાં અવારનવાર માતંગી મહિમાઓ અને ભકિતપદો પ્રસિદ્ધ થયાં છે. તેમજ માતંગી માતાના અન્ય ભાવિકોએ પણ પોતાની ભાવનાઓ–સ્તવનો–ભજનો અને પદો–છંદો દ્વારા માતંગી મૈયાના ચરણે પુસ્તક કે પુસ્તિકાઓના રૂપમાં ધરી છે. એ સર્વ માતંગીની વધતી જતી પ્રેરણાઓનાં પરિણામો છે.

દસકા ઉપર મોઢેરા કે માતંગીનો જે મહિમા હતો તેથી અનેકવિધ આજે વધી ગયો છે. માતંગી મૈયાએ ભકતો અને ભાવિકોમાં અનેક પ્રેરણાઓ અને ભાવનાઓ જાગૃત કરી છે. એને પરિણામે માતાજીના ભકતો આજે સ્તવનો દ્વારા મૈયાને ઉદ્‌બોધન કરે છે, પ્રાર્થે છે, સ્તવે છે, પ્રગટ થવા નિમંત્રે છે, યાચે છે, આર્તનાદો પોકારે છે, મહાત્મ્યો અને મહિમાઓ ગાય છે, માતંગીનો એકજ આશરો શોધે છે, માતાજી પાસે કંઈ કંઈ યાચનાઓ કરે છે, વાંચ્છનાઓ જગાવે છે, ધૂન મચાવે છે, ગરબા ગાય છે, રાસ ઝીલે છે, હિંચ લે છે, માતાજીના પદોમાં ગુણગાન ગાય છે, દર્શનેચ્છ પ્રગટાવે છે, આરાધે છે, પુજનો આદરે છે, વંદે છે અને એમ અનેક પ્રકારે માતાજી તરફનો ભકિતભાવ વ્યક્ત કરે છે. એ સર્વ ભાવથી ઉભરાતાં ગીતો, પદો, સ્તવનો, ભજનો, રાસ, ગરબી, ગરબાઓ, થાળ, આરતિ, સ્તુતિ શ્લોકોનો સંગ્રહ, સંગ્રહકરતા આજે આ પુસ્તક પ્રગટ કરી મોઢ જનતાની સેવામા રજુ કરે છે, આ પુસ્તકના સંગ્રહ કરવામાં સંગ્રહકર્તાની ભાવના અને આશય અતિ ઉચ્ચ છે. શ્રીમદ્‌ ભાગવતમાં વર્ણવેલ નવધા ભકિતમાં દર્શાવેલ બીજા પ્રકારની ભકતી "કિર્તન ભકિત" દ્વારા મોક્ષ દ્વારનો માર્ગ ચિંધી સંગ્રહકર્તા સકળ મોઢ જનતામાં અને માતંગી ભકતોમાં ભકિતની ભાવના જગાવી કોઇએક ભકત–માતંગી ભકત–આ ભાવના ઝીલે અને એમ સકલ મોઢ જનતાનો ઉદ્ધાર કરે એવો મહાન અને કલ્યાણુક આશય ધરાવે છે.

માતંગી પુસ્તકના લેખક અને આ પુસ્તકના સંગ્રાહક શેઠ રમણુલાલ લલ્લુભાઈ જેઓ પોતાની વિક્રમ મીલનો વહીવટ કરે છે, તેમજ કેમીકલ વર્કસ, વીમા કંપની, સુતર કાપડની મીલો, ટ્રાન્સપોર્ટ કંપની, બેંકમાં ડીરેકટર સલાહકાર તરીકે કામ કરે છે ઉપરાંત ધર્માદા સંસ્થાઓ, બોરડીંગો, પાઠશાળા, સન્યાસાશ્રમ વિગેરે સંસ્થાઓમાં પોતાની સેવાઓ આપે છે, મીલમાલીક મંડળના ઉપપ્રમુખ છે અને જાહેર કાર્યોમાં ઘણો ભાગ લે છે આટલો બધો વ્યવસાય હોવા છતાં શ્રીમોઢેશ્વરી દેવસ્થાન સંસ્થાના ઉત્કર્ષમાં પોતાનો સમય ઘણો આપે છે તેના, પ્રચારમાં, માતંગીની સેવા અર્થેના કાર્યોમાં ઉત્સાહપૂર્વક કામ કરે છે. તેઓ શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન સંસ્થાના પ્રમુખ છે તેઓમાં જન્મેલી આ ભાવના–માતૃપ્રેરણા–સકલ મોઢ જનતા માટે એક શુભ ચિન્હ છે. મોઢ જનતા સમક્ષ આવાં ભક્તિ ભાવના પ્રેરક પુસ્તકો રજુ કરવા માટે શેઠ રમણુલાલને અનેક ધન્યવાદ ઘટે છે. પોતાના અનેકવિધ વ્યવસાયી જીવનમાંથી પણ મોઢ જનતાની સેવાઓ જે તેઓ આજે અર્પે છે તે અમુલ્ય છે. માતંગી પ્રત્યેનો તેમનો એ ભક્તિભાવ છે. તેઓશ્રીના પ્રમુખપણા નીચે પાંગરતી આ સંસ્થા આજે હજી વિકસીત થાઓ. અને શેઠ રમણુલાલ લલ્લુભાઈની અમુલ્ય સેવાઓ આ સંસ્થાને મળો તેવી માતંગી મૈયા પાસે અમારી અભ્યર્થનાઓ ધરીએ છીએ.

વળી ઉપ-પ્રમુખ શેઠ રતનલાલ લલ્લુભાઈ પણ પણ સંસ્થાને સતત અને સંગીન સેવાઓ અર્પી રહ્યા છે. પોતાના વિવિધ ઔદ્યોગીક જીવનમાંથી શેઠ રતનલાલ તરફથી મળતી ભક્તિપ્રેરીત નિષ્કામ સેવાઓ ધન્યવાદને પાત્ર છે. તેમના અંગત સંગ્રહમાંથી કેટલાંક સ્તવનો આ સંગ્રહમાં લેવામાં આવ્યા છે

પ્રસ્તુત પુસ્તકમાં માતંગી ભકતોનાજ પદો અને સ્તવનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વિશેષમાં માતંગીની ઉત્પત્તી અને ચરિત્ર વર્ણવતું માતંગી માહાત્મ્ય તથા મોઢેરા મહિમા પણ આપવામાં આવે છે. એથી પણ વિશેષ ઉપયોગનો ભાગ પુસ્તકમાં આપવામાં આવેલ માતંગી પુજનવિધિ, દેવદેવિઓનાં ધ્યાન સ્મરણના શ્લોકો, તેમજ અન્ય સ્તોત્રો અને સ્તુતિઓ છે. સંક્ષિપ્તમાં આ પુસ્તકમાંથી માતંગીના ભાવિક ભકતોને જે જોઇએ તે મળી રહે એ સંગ્રાહકનો પ્રાધાન્ય હેતુ છે.

છેવટે સંગ્રહકર્તાએ અતિ શ્રમ લઇ આ પુસ્તક પ્રગટ કરવામાં જે ઉચ્ચ આશય વ્યકત કર્યો છે તે આશય સિદ્ધ થાય અને સંગ્રહકર્તા શેઠ રમણલાલ લલ્લુભાઈ તરફથી મોઢ જનતાને અન્ય માતંગી પ્રેરણાનાં પુસ્તકો મળે એજ મહેચ્છા.

લી.

**ભોગીલાલ બાલાભાઈ**
**જેશીંગભાઇ લલ્લુભાઇ કિનારીવાલા**
મંત્રીઓ

# પ્રસ્તાવના

શ્રી માતંગી સ્તવન સંગ્રહની પ્રેરણા શ્રી માતંગી માતાના ભકતોમાંથી જ મળી છે. માતાજીનાં ભજનો અને સ્તવનો એક પુસ્તકમાં સંગ્રહ થાય એવી ઇચ્છા માતાજીના ભકતોએ ઘણી વખત મ્હારા આગળ વ્યકત કરી છે. મ્હારી પણ ઇચ્છા એવું એક પુસ્તક તૈયાર કરવાની ઘણા વખતથી હતી. આજે તે વિચાર શ્રી માતંગી માતાજીની કૃપાથી સફળ થાય છે અને "માતંગી સ્તવન સંગ્રહ" પુસ્તક રૂપે પ્રગટ થાય છે એથી મ્હને ઘણો આનંદ થાય છે.

ભજન એ ભકિતનું સાધન છે અને ભકિત એ આરાધ્ય દેવ-દેવિની સાનિધ્ય પ્રાપ્તિનું પરમ સાધન છે. ભજનો રચનાર અને ગાનાર આરાધ્ય દેવ-દેવિના ભાવમાં કેટલો તલ્લિન હોય છે! કેટલો સમિપવર્તિ હોય છે! કેટલો પ્રેમાર્દ હોય છે! ભજનમાં મસ્ત બનેલો ભકત અંતરમાં દર્શન પામે છે. એને તન્મયતા સાધ્ય થાય છે. નરસિંહમહેતા, મીરાં, અખો, કબીર, વલ્લભ ભટ એ સર્વે એ કોટીના ભકતો હતા. ભજન અને ભકિત દ્વારા તેમણે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો હતો અને જીવન સાફલ્ય કર્યાં હતાં. ધન્ય છે તેવા ભકતોને.

ભજનમાં ભાવ છે, સાહિત્ય છે, જ્ઞાન છે, સંગીત છે અને સૌથી વધુ એકાગ્રતાનું સિદ્ધલક્ષણ છે. ભજન અને ભકિતનું અંતિમ લક્ષ્ય ઈશ્વર સાક્ષાત્કાર છે. એ લક્ષ્ય દ્વારા ઘણા ભકતોએ સાક્ષાત્કાર કર્યા છે. જ્ઞાનિઓ, વૈરાગીઓ અને તપસ્વિઓએ જે વર્ષોનાં વર્ષો પછી નથી મેળવ્યું તે ભકતોએ શિઘ્ર સાધ્ય કર્યું છે

જ્ઞાનિઓ જ્ઞાન અને જ્ઞેયમાં અને તેના અનેક ઘણા માર્ગોમાં ગોથાં ખાય છે, વૈરાગીઓ રાગ અને વિતરાગના વમળમાં અટવાય છે, અને તપસ્વિઓ દેહદમનના કષ્ટોમાં પડેલા હોય છે. જ્યારે ભકતને માત્ર ભકિત જ ધ્યેય છે. ભકતનું એક જ ધ્યેય હોય છે અને એ એકજ ધ્યેય અને એકજ સાધનથી થોડા સમયમાં તે સાક્ષાત્કાર પામે છે. ભકતનું દિલ શુદ્ધ છે એનું ચિત્ત સદા પ્રસન્ન છે.

ભકતે એ સાક્ષરો નથી. સાહિત્યકારો પણ નથી. છતાં તેમનાં ભજનો કેટલાંક ઉચ્ચ કોટીનાં હોય છે. નરસિંહ–અખો–મીરાં ને વલ્લભ સાક્ષરો ન હતા છતાં તેમનાં ભજનો જ્ઞાનના ભંડાર છે. તત્વચિંતનના કોયડા તેમણે ઉકેલ્યા છે. ઈશ્વરને તેમણે ઓળખ્યા છે અને તેમના દ્વારાજ ઈશ્વરનું સ્વરૂપ જગતે જાણ્યું છે. ભજન અને ભકિતનો એ પ્રભાવ છે.

મનુષ્ય જીવન સાંસારિક અને વ્યવહારિક અનેક મથામણ અને મુંઝવણોથી ભરપુર છે. તેમાંય આજનું મનુષ્ય જીવન અનેક પાર વિનાની મુશીબતો અને મુંઝવણોથી ભરેલું છે. છતાં ઈશ્વરનાં એંધાણે મનુષ્ય પોતાનું જીવન પાર પાડે છે. ઈશ્વરની આશાએ સંકટગ્રસ્ત મનુષ્ય પણ ક્ષણિક શાંતિ મેળવે છે. એમ અનેક સંકટોમાં તેમજ અનેક વ્યવસાયોમાં પણ મનુષ્ય એક ઘડી આધીઘડી પણ ઈશ્વર પ્રાર્થનામાં સમય ગાળે તો તેને અપુર્વ આનંદ અને શાંતિ મળે છે. માનવજીવનની કાંઇક સફળતા તે મેળવી શકે છે. તેથીજ દરેક ધર્મમાં પ્રાર્થનાનું મહત્વ વિશેષપણે સમજાવ્યું છે

શ્રીમદ્ ભાગવતમાં તેમજ તુલસી કૃત રામાયણમાં નવધા ભક્તિ વિસ્તૃતપણે વર્ણવવામાં આવી છે. આ નવધા ભક્તિના નવ પ્રકારોમાં શ્રવણ ભક્તિ, કિર્તન ભક્તિ, સ્મરણ ભક્તિ, પાદ પુજન ભક્તિ, અર્ચન ભક્તિ, વંદન ભક્તિ, દાસ ભાવ ભક્તિ, સખા ભક્તિ અને આત્મનિવેદન ભક્તિ છે. આ નવે પ્રકારો અંતઃકરણ શુધ્ધ કરવાના, જીવન મુક્તિ પામી ઈશ્વર સાક્ષાત્કાર કરવાના મોક્ષદ્વાર સમા છે. આ પુસ્તક નવધા ભક્તિમાંની બીજા પ્રકારની કોટીમાં આવે છે.

આ લઘુ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવેલાં સ્તવનો–ભજનો શ્રી માતંગી માતાના મંદિરમાં દરરોજ ગવાય છે. આરતિઓ થાય છે, શ્લોકો અને સ્તુતિઓ બોલાય છે. વળી શ્રી રામચંદ્રજી હનુમાનજી, ગણપતિ વિગેરે દેવોનાં મંદિરો પણ શ્રી. માતંગી દેવસ્થાનમાં આવેલાં છે. તેમની પુજન આરતીમાં પણ તેમની આરતી સ્તોત્રો વિગેરે ગવાય છે. એથી જ આ સર્વ સ્તવનો, સ્તુતિઓ, પ્રાર્થનાઓ, ભજનોનો એક સુંદર સંગ્રહ કરી માતંગી ભક્તો અને મોઢ જનતા સમક્ષ ધરવામાં આવે છે.

આગળ કહ્યું તેમ ભજન એ ભકિતનું સાધન છે અને ભકિત એ સાક્ષાત્કારનું સાધન છે. પ્રસ્તુત “માતંગી સ્તવન સંગ્રહ”માંના સ્તવનો માતંગી ભકતોએ લખેલાં છે તેમાંનાં સ્તવનો કોઈ માતંગીના સાચા ભકતને હૈયે ઉતરશે અને તે દ્વારા માતંગીનો સાક્ષાત્કાર પામશે તો સકળ મોઢ કોમનો જરૂર ઉદ્ધાર થશે. એવી શુભ ભાવના સાથે આ પુસ્તકનું પ્રકાશન માતંગી માતના ચરણે ધરી વિરમું છું. ૐ ઈતિ.

સંવત ૨૦૦૩ અષાડ સુદ પુનમ
અમદાવાદ. **રમણલાલ લલ્લુભાઈ**

## એક અભિપ્રાય

## મોઢ જનતાએ ખાસ વસાવવા યોગ્ય પુસ્તક

# માતંગી

આ પુસ્તકના લેખક અને પ્રકાશક અમદાવાદના શેઠ રમણલાલ લલ્લુભાઈ, પ્રમુખ શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન સંસ્થા, મુ. મોઢેરા છે. મોઢેરાના ઉદ્ધાર અર્થે સ્વ. નથુભાઈ ગીરધરલાલ વકીલે લોટરી કાઢીને સારો અર્થ ભંડોળ કરેલો પણ તેમના પુત્ર ગોવિંદલાલ આ ભંડોળમાંથી પાછળથી રૂા. ૨૦૦૦૦/– જેટલી રકમ ઉચાપત કરી ગએલ અને મોઢેરાની દેખરેખ અવ્યવસ્થિત બની ગએલી.

સં. ૧૯૩૯ માં આ સંસ્થાનો વહિવટ કમીટીએ હાથમાં લીધો તે વખતે સંસ્થાના સરવૈયામાં રૂા. ૫૧૫) ની ખોટ હતી તેને બદલે આજે ૧૯૩૯ થી સંસ્થાનો ચાલુ ખરચો કરતાં અને ઘણાં મોટાં રીપેરીંગ કામો કરાવા છતાં સરવૈયામાં આશરે રૂ. ૫૮૦૦૦/ જમા છે. આ પ્રકારની ઉત્તમ પરિસ્થિતિ શેઠ શ્રી રમણલાલભાઈ, શેઠ શ્રી રતનલાલભાઇ તથા તેમના કુટુંબીજનો જેઓ આ સંસ્થા તરફ પોતાનો ઉદાર હાથ લંબાવી સંસ્થાને આર્થીક દ્રષ્ટિએ પોષી રહ્યા છે તેમને આભારી છે. આ ગ્રહસ્થો માત્ર આર્થિક સહાય કરીને અલગ ન રહેતાં, સંસ્થાનાં શ્રેય અર્થે પોતાનાં તન મનનો પણ પુરો ઉપયોગ કરી રહ્યાં છે.

આ પુસ્તક પ્રકાશમાં લાવવાનો શેઠશ્રીનો ખાસ હેતુ એ છે કે પવિત્ર ક્ષેત્ર ધર્મારણ્યની અધિષ્ઠાત્રી દેવી માતંગીની ઉત્પત્તિ, મહાત્મ્ય અને ચારિત્ર્યો આજના ભગવતિ ભક્તો સમક્ષ રજુ કરવાં. માતંગી મૈયા સકળ મોઢ કોમની કુળદેવી છે

આ સ્થાન સંબંધે સ્કંદપુરાણ અને પદ્મ પુરાણમાં સવિસ્તર વર્ણન આપેલાં છે. આ સંસ્થાનું માહાત્મ્ય શ્રી યમધર્મે નારદ ઋષિને, નારદ ઋષિએ યુધિષ્ઠિરને અને વેદવ્યાસે પણ યુધિષ્ઠીરને કહેલું. આ ઉપરથી આ સ્થાન કેટલું પ્રાચીન છે તેનો ખ્યાલ આવશે. મહાસ્થાન કાશી કરતાં પણ આ સ્થાનની મહત્તા વિશેષ છે. આ સ્થાનમાં આવતાં શ્રી રામચંદ્રજીના વિમાનની ગતિ મંદ પડી ગએલી. અને તેમને પણ પગપાળા યાત્રા કરવી પડેલી.

સત્યયુગમાં આ સ્થાનને ધર્મારણ્ય તરીકે દ્વાપર યુગમાં વેદભુવન તરીકે અને કલિયુગમાં મોહેરક તરીકે વર્ણવેલું છે. મોઢેરા એક વખતનું સારામાં સારૂ ધીકતો વેપાર કરનારૂં બંદર હતું. ભોળા ભીમદેવે સૂર્યમંદિર અને સૂર્યકુંડ બંધાવ્યા. કર્ણદેવે કર્ણસાગર તળાવ અને કર્ણાવતી નગર બંધાવ્યાં. સિદ્ધરાજ જયસિંહે મોઢેરા ફરતો કોટ બંધાવ્યો. આ ઉપરથી સમજાશે કે ગુર્જર નરેશોએ પણ આના ઉત્કર્ષ અને જાહોજલાલીમાં સારો ભાગ આપ્યો છે.

પાછળથી મુસલમાનોના હલ્લાથી આ સ્થાનમાં રમ્ય સ્થાનોની ભાંગફોડ થઈ અને જતે દહાડે મોઢેરાનું પતન થયું. અત્યારે ટેકરા પર વસેલું નાનકડુ મોઢેરા પ્રાચીન ઇતિહાસના ગારવની સાક્ષી પૂરે છે.

આ પુસ્તકમાં એકાદશીનો મહિમા વર્ણવેલો છે. અત્યારે દેશદેશના કલાકારો, નિરીક્ષકો, ઇતિહાસકારો, કવિવરો, સાક્ષરો અને વિવેચકો મોઢેરાની યાત્રાએ આવે છે. અને નવિન પ્રેરણા પામે છે. શ્રીમંત આનાજી ગાયકવાડ મહારાજનું પાઠું અહીંના માનસરોવરમાં નહાવાથી મટી ગએલું અને તેમણે મોટું મંદિર બંધાવેલું. મંદિરમાં શ્રી બહુચરાજી માતાજીનો ગોખ છે. તેમાં સ્ફટીકના યંત્ર ઉપર સુવર્ણનો શ્રી ગાયત્રી મંત્ર છે. આજે એ મંત્રનું પૂજન થાય છે.

આ પુસ્તકમાં ગોત્રો, પ્રવરો અને અધિષ્ઠાત્રી દેવીઓની સારી સમજ પાડી છે. આમ રાજાને થએલ ચમત્કાર, શ્રી રામચંદ્રજીએ કરેલો યજ્ઞ અને આ સ્થાનનો પુનરોદ્ધાર, સુંદર કાવ્યો, માતાજીની સ્તુતિઓ, જુના ફંડની ગેરવ્યવસ્થા, સંસ્થાનો કોર્ટે ચડેલો મામલો અને ભાવભર્યા ગરબા વગેરે બાબતો આ પુસ્તકમાં સારી રીતે વર્ણવેલી છે. પુસ્તકનાં પૃષ્ઠ ૨૭૧ છે. ભિન્ન ભિન્ન સ્થળોનાં, દેવદેવીઓના તેમજ દાનવીર સહાયક વ્યક્તિઓના ફોટાઓથી પુસ્તક વધુ આકર્ષિત જણાય છે. આ પુસ્તકની પ્રસિદ્ધિ ખરેખર મોઢ જનતાને બહુજ ઉપયોગી થઈ પડે છે.

પુસ્તકની કિંમત માત્ર રૂ. ૨–૮–૦ પોસ્ટેજ તથા વી.પી. ખર્ચ અલગ. તમારી પ્રત આજેજ નીચેના શરનામેથી મંગાવો.

**ગોરધનદાસ અમીચંદ મણીઆર**

**ભાવનગર** **“ મોઢ મહોદય ”**

## સંસ્થાના પ્રાણવાન પ્રકાશનો

**માતંગી** કીં. રૂા. ૨-૮-૦

**માતંગી સ્તવન સંગ્રહ** કીં. રૂા. ૧-૮-૦

મળવાનાં ઠેકાણાં :

**શેઠ રતનલાલ લલ્લુભાઇ**
મોતીબાગ, એલીસબ્રીજ-અમદાવાદ

**શ્રી. સુરેન્દ્ર રતીલાલ મણકીવાળા**
ધનાસુતારની પોળ. ગુંદીની પોળ-અમદાવાદ

**શ્રી. જોઇતારામ મોહનલાલ પંડયા**
મુ. વડનગર બજારમાં

**શ્રી. હીરાલાલ છોટાલાલ શાહ**
C/O વિક્રમ મીલની ઓફીસ, ચંપાગલી-મુંબાઇ
શેખ મેમણ સ્ટ્રીટ

**શ્રી ગોરધનદાસ અમીચંદ મણીઆર**
મોઢ મહોદય ઓફીસ-ભાવનગર.

**શ્રી. મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન સંસ્થા**
મુ. મોઢેરા ( ચાણસ્મા થઇને )

## મોઢ મહોદય

મોઢ જનતાનું અતિ ઉપયોગી માસિક
જેમાં મોઢ ઉન્નતિ અને અભ્યુદયના
અનેક પ્રશ્નો ચર્ચવામાં આવે છે. દરેક મોઢ
તેને અવશ્ય મદદ કરે, અને ગ્રાહક બને.

— લખો —

**ભાવનગર : મોઢ મહોદય ઓફીસ.**

# મહાલક્ષ્મિ પ્રાર્થના

નમસ્તેસ્તુ મહામાયે, શ્રી પીઠે સૂર પૂજીતે ।
શંખ ચક્ર ગદા હસ્તે મહાલક્ષ્મિ નમોસ્તુતે ॥

નમસ્તે ગરૂડા રૂઢે કોલાસુર ભયંકરી ।
સર્વ પાપ હરે દેવિ મહાલક્ષ્મિ નમોસ્તુતે ॥

સર્વજ્ઞે સર્વ વરદે સર્વ દુષ્ટ ભયંકરી ।
સર્વ દુઃખ હરે દેવિ મહાલક્ષ્મિ નમોસ્તુતે ॥

સિદ્ધિ બુદ્ધિ પ્રદે દેવિ ભક્તિ મુક્તિ પ્રદાયિની ।
મંત્રે મૂર્તે સદા દેવિ મહાલક્ષ્મિ નમોસ્તુતે ॥

આદ્યન્ત રહિતે દેવિ આદ્ય શકિત મહેશ્વરી ।
યોગ જે યોગ સંભૂતે મહાલક્ષ્મિ નમોસ્તુતે ॥

સ્થૂલ સૂક્ષ્મ મહારૌદ્રે મહાશકિત મહોદરે ।
મહા પાપ હરે દેવિ મહાલક્ષ્મિ નમોસ્તુતે ॥

પદ્માસને સ્થિતે દેવિ પરબ્રહ્મ સ્વરૂપિણિ ।
પરમેશિ જગન્માતઃ મહાલક્ષ્મિ નમોસ્તુતે ॥

શ્વેતાંબર ધરે દેવિ નાનાલંકાર ભૂષિતે ।
જગત્સ્થિતે જગન્માત મહાલક્ષ્મિ નમોસ્તુતે ॥

---

# અનુક્રમણિકા

( કાવ્યની પહેલી લીટી સાથે )



धर्मारण्ये महाराज स्थापितो गिरिजा सुत : ।
तुन्दिलो वामनश्चैव नाग यज्ञोपवीतक : ॥
सिद्धि बुद्धि फलत्रेडं लक्षलाभ सुताउभौ ।
विक्रीणाति कुटुंबयो मोदकार्थे सपातुक : ॥
दक्षिणस्याम्प्रतो ल्यायां एकदन्त च पीवरम् ।
आद्यंचैव महादेवं स्वयंभू : सुर पूजितम् ॥
जटिल वामनं चैव नाग यज्ञोपवीतकम् ।
अक्षंचैव महाकायं कुठारं च फरे स्थितम् ॥
वंदेहं कमलं हस्तं सर्वविघ्न विनाशनम ।
रक्षणाय च लोकानाम् नगराद्दक्षिणाश्रितम् ॥
सुप्रसन्नं गणाध्यक्षं सिद्धिबुद्धि नमस्कृतम् ।
सिदूराभंसुरश्रेष्ठं तीव्राङ्कुशधरं शुभम् ॥
शत पत्रे शुभै पुष्पै अर्चितं भ्रमरादिभि : ।
प्रणम्यच महद्भक्त्या तुष्टुवुस्तं सुरास्तत : ॥

---

## ગણુપતિ સ્તુતિ

પ્રથમ નમું ગિરિજા સુત ગણુપતિ;
શ્વેતવસન કરી વદન સુહાગી.
રિદ્ધિ સિદ્ધિ છે ખોળે ધારી;
અગ્રપુજા અંકાય તમારી !
વિઘ્ન હરો સહુ વિનતી અમારી.

---

## ગણેશને વંદન

સૌમ્યાનંદ મુખારવિંદ દીપતું, ગંભીર તેજે ભર્યું,
વિઘ્નોના હણુતા ગણેશ પ્રભુને ઐશ્વર્ય આપે ઘણું;
ભોળાનાથ મહાન શંકર તથા, દેવી મહા પાર્વતી,
તેના પુત્ર મહાન છે ગણુતણા, સર્વોપરી એ પતિ.
ભ્રાતા કાર્તિક સ્વામી છે બહુબળા, જેણે હણ્યો તારકા,
એવા કાર્તિક સ્વામી ને ગણુપતિ, દેવા મહીં છે મહા;
મોટું પેટ મહા વિશાળ દિપતું, દેખાવડું ભવ્ય છે,
એવા દેવ ગણેશને નમન હો, લાખો પ્રણામો ઘણા.



## ગણેશ પુજન

પુરણ પ્રેમ ધરી સાચું નેમ, ગણેશને પુંજીએ પુરણ પ્રેમ.
આદ્ય સતી ઉમીયા થકી ઉપન્યા, મંગળ રૂપ દીસે તેમ.
ગણેશને૦
માતા કેરૂં વચન પાળવા ઉભા રહ્યા દ્વારપાળ જેમ.
ગણેશને૦
શંકર ગણદેવને હરાવી, યોદ્ધા બન્યા કુશળ ક્ષેમ.
ગણેશને૦
વિઘ્નનાશક દેવ દયાળુ, પુજન કરો તેનું સર્વે તેમ.
ગણેશને૦
દાસ શકરા દુનીયામાં દુર્લભ, મનુષ્ય દેહનું સાર્થક એમ.
ગણેશને૦

---

## પ્રાર્થના

અતિ પ્યારી શુદ્ધબુદ્ધ નારી, ગણેશને છે અતિ પ્યારી.
મુષક વાહન મનગમતું કરી, તે પર કીધી છે સ્વારી.
ગણેશને૦
માત પિતાની સેવા બજાવી, બન્યા ગુણના ભંડારી
ગણેશને૦
પ્રદક્ષિણા માત પિતાની કરીને, મેળવી છે બેઉ નારી.
ગણેશને૦
શિવ બ્રહ્મા વિષ્ણુનું વરદાન પામી,
પ્રથમ પુજ્યાના બન્યા અધિકારી................ગણેશને૦
દાસ શકરો કહે દોઇ કર જોડી, લેજો શુદ્ધબુદ્ધ વિચારી.
ગણેશને૦

---

## જનમ મરણનો તારક

પુજવા લાયક શ્રીગુણ નાયક, ગણપતિ છે પુજવા લાયક.
પ્રેમ કરી પુજો ગણેશ દુંદાળો,
ધર્મ અર્થ મોક્ષ વર દાયક..................ગણપતિ૦

નાભી વિષ્ણુ જેના હૃદય બ્રહ્મા,
કંઠે શંકર સૌના સહાયક.....................ગણપતિ૦

સમરો સિદ્ધિ દાતા દેવ દયાળુ;
શુદ્ધિ બુદ્ધિનો તે તો પાળક..................ગણપતિ૦

**સંસાર સાગર તે તરી જાયે શાંતિકારક.** ગણપતિ૦

દાસ કહે ઓળખાવે હરીને
જનમ મરણનો તારક..........................ગણપતિ૦

---

## દયાળુ દેવ

ગણપતિરાય સમરે સુખ થાય, સૈયર પૂજીએ ગણપતિરાય.
પ્રથમ પહેલો પુજાય તે તો, પંચદેવના દહેરા માંય.....સૈયર૦
અક્ષત કંકાવટી કર લઇને, કરીએ વેદવિધિથી પુજાય.....સૈયર૦
તેલ સીંદુર સુંઢાળાને ચઢાવો, મનોકામના પુરી થાય.....સૈયર૦
એક દંતુશળ દેવદયાળુ, ચૌદ લોકમાં તેનો મહિમાય.....સૈયર૦
સુરનર મુનીવર સેવા કરે છે દાસ શકરારામ ગુણગાય.....સૈયર૦

---



# मातंगी स्तुति

मायाकुंडलीनिक्रिया मधुमति कालिकला मालिनी ।
मातंगी विजया जया भगवति देवी शिवाशांभवी ॥
शक्ति शंकर वल्लभा त्रिनयना वाग्वादिनी भैरवी ।
ह्रींकारी त्रिपुरा परा परमपि माता कुमारीश्वरी ॥

ध्यायेऽहं रत्नपीठे शुककल पठित शृण्वतीं श्यामलांङ्गी ।
न्यस्तैकाङ्घ्रिसरोजे शशिकलधरां वल्लकीं वादयन्तीम् ॥
कल्हारा बद्ध मालां नियमित विलसच्चुलिका रक्तवस्त्राम् ।
मातंगी शङ्खपात्रां मधुमद विवशां चित्रकोद्भासि मालाम् ॥

वन्दे मातरम् व्यक्तानां व्यक्तांच जननि पराम् ।
दीनोऽहं बालकः कांक्षे सेवां जन्मनि जन्मनि ॥

---

## માતંગીને વંદન

૧

મહાતેજસ્વિની દેવી, શુભ નાગા સુશોભિની,
ધર્મારણ્યે વિરાજંતિ, માતંગી મોઢ-ઇશ્વરી;
ધનુષ્બાણ છુરીકાને, ખડ્ગ ત્રીશૂલ માલિકા,
આદ્ય શક્તિ મહામાયા વંદુ મોઢેશ્વરી સદા.

૨

મંગલ રૂપ નિધાંન, કોટી રૂપ ધર્યાં મા !
મદભર નયનો લાલ, શક્તિ જ્યોત ભર્યાં મા !
જય માતંગી માત, શરણું તુજ આવ્યું મા !
વંદુ વારંવાર કૃપા નિશદિન યાચું મા !

૩

અનંત જ્યોતિ પરમા સ્વરૂપા !
માતંગી મૈયા સહુ વિશ્વ વંદ્યા;
મોઢેશ્વરી ધન્ય કલ્યાણકારી !
વંદુ સદા માત આનંદકારી.

જ. મો. રાવળ

## ઉદ્‌બોધન

જાગો, જાગો માતંગી માત જાગો,
જાગો મૈં જગાઉં;
જાગો મીઠા નીંદ્રાસે,
નિંદ્રામેં તેરા ક્યા લગે;
ઉઠકર માતંગી મંદિરમેં જાયે,
માતંગી મંદિરકી સેવા કીધી;
માતંગીકું માલા પહેનાઈ,
માલામેં ભાત ન્યારી;
જાગો માતંગી માત જાગો,
જાગો મૈં જગાઉં;
જાગો માતંગી માત જાગો.

**રમણલાલ લલ્લુભાઈ**

---

## નિમંત્રણ

મારે મંદિરે આવો, માત માતંગી.
જોતા'તા માતંગીની વાટરે —માતંગી૦

આસોપાલવના તોરણ બંધાવું,
આંગણીએ ફુલડાં વેરાવું રે—માતંગી૦

કંકું કેશરની ગારો ગોરાવું,
સીંદુરીયે ઓકળીઓ પડાવું રે—માતંગી૦

આંગણીએ આવો માત, આંગણાં દીપાવો,
અંતરમાં પ્રકટે પ્રકાશ રે—માતંગી૦

મોઢ સેવક માને કરજોડી વિનવે
સૌની પુરોને તમે આશરે—માતંગી૦

**નરસિંહલાલ મોદી**

# માને આમંત્રણ

માતંગી પધારો મારે આંગણે
મનમાં તારા દર્શનની મને આશ રે  માતંગી૦

આદીતવારે કરૂ તારી સ્થાપના
ગુણ ગાવાને મન મારૂ હરખાય રે  માતંગી૦

સુધ બુધ સોમવારે આપો માતંગી
શરણુ રાખો જાણી તારો દાસ રે  માતંગી૦

ભોમે ભાગોને ભીડ મોઢેશ્વરી
ભક્તના ઉપર રાખો સદા ભાવ રે  માતંગી૦

બાળા સ્વરૂપે બુધે ભાળીયાં
વાઘ ઉપર માતંગી થયાં સ્વાર રે  માતંગી૦

અકળીત કળા છે ગુરૂવારની
નીરખી નયન થાકી થાકી જાય રે  માતંગી૦

શોભા શુક્ર તણી શી કહું ?
શરીર ઉપર શોભી રહ્યા શણગાર રે  માતંગી૦

છેલ્લો છે વાર શની સાતમો
સ્મરણુ કરે તો સુખી સર્વે થાય રે  માતંગી૦

માગે તમારો ભક્ત એટલું
કર ગ્રહીને ઉતારો ભવ પાર રે........  માતંગી૦

'માતંગી ભક્ત'

# શ્રી મોઢેશ્વરી માતાજીનો ગરબો

પધારો માતંગી મોરી માય
ગરીબને આંગણે પધારો. ટેક૦
અંતરના કરીએ સનમાન ગરીબને૦

દેહરૂપ આંગણું સજાવ્યું તમ કારણે
સંપરૂપ તોરણો છે હૈયાને બારણે,
ભક્તિના કુમકુમ છંટાય—માવડી, ગરીબને૦

સદ્‌ગુણુના માજી હું સાથીઆ પુરાવું
ભાવનાના અક્ષત હું સ્નેહથી ચડાવું,
અંતરના અર્પું ઉપહાર-માવડી ગરીબને૦

ઉર્મીની કળીઓ મા પ્રેમથી ચડાવું
પ્રેમ તણા વારિની છોળો ઉડાડું,
આનંદના સાગર રેલાય-માવડી ગરીબને૦

વિનતિ સુણીને માજી૦ હાર મારી કરજો,
અંતરમાં ભક્તિને ભાવનાને ભરજો,
બુદ્ધિનો કરજો વિકાસ-માવડી ગરીબને૦

વસ્તુ સહુ દુનિયામાં તેં છે બનાવી,
સઘળે મા તું અને તેં છે ઉપજાવી,
મારી તો ભક્તિ ગણાય-માવડી. ગરીબને૦

અલ્પમતિ અર્પે છે ભક્તિને ભાવના,
સ્નેહથી સ્વીકારજો મા ભાવનાના ફુલડાં
રાખો ચરણોની માંય-માવડી, ગરીબને૦

**વેણીલાલ કોઠારી**

## શું ?

અમારી આદ્ય શક્તિ મા, ચરણુમાં શિર નમાવું હું;
ન એવી, કોઈ વસ્તુ છે, કહો સેવા બજાવું શું ?
અમારી.

અખીલ બ્રહ્માંડનાં વ્યાપક, ન ખાલી સ્થળ મળે તુંથી;
કયા સ્થળમાં કહો જઈને, માતંગી મા, બોલાવું હું ?
અમારી.

રચ્યું તેં, વિશ્વ સૌંદર્ય, તમે આધાર સૃષ્ટિનાં;
જગતજનની હવે ક્યાંથી, કહો વાગા વીંટાવું હું ?
અમારી.

તમારી એ મહા જ્યોત, તપે રવિ, ચન્દ્ર ને તારા;
પછી ઉજાસને માટે, કયો દિપક જલાવું હું ?
અમારી.

હૃદય પ્રેમે કરૂં પુજા, શરણુમાં તન કરી અર્પણુ;
કહે દુનીયા છો, ઘટવ્યાપી, હવે તમને જણાવું શું ?
અમારી.

—પંડયા જોઈતારામ મોહનલાલ



# મોઢેશ્વરી મહાત્મ્ય

૧

સૂણો સ્કંદ મહા પ્રાજ્ઞ, કાર્ય અદભુત દેવીએ,
કીધાં જ્યારે મહા દૈત્ય આવ્યો તે સ્થાનને વિષે.

૨

માર્યો તે દેવીએ જ્યારે મહા દુષ્ટ અસુરને
ત્યારે તે સ્થાનના વિપ્રો, પામતા ખુબ હર્ષને.

૩

સ્કંદ બોલ્યા,

કોણ દુષ્ટ મહા દૈત્ય, શાને માર્યો શ્રી દેવીએ,
હે પ્રભો કેવી રીતે તે, આવ્યો એ સ્થાનને વિષે.

૪

એ સર્વ કહો મુજને વિસ્તારીને મહા પ્રભો,

શીવજી બોલ્યા,

એક દિને મહા દુષ્ટ દૈત્ય કર્ણાટ નામનો

૫

આવી તે શોભીતા સ્થાને, ધર્મારણ્ય સમીપમાં
કરે વિઘ્ન મહા દુષ્ટ, નાશ દંપતિ દ્વિજનાં.

૬

ધર્મારણ્ય મહા સ્થાને, વસે જે બ્રાહ્મણો ભલા,
મહા દુષ્ટ હરે નિત્યે, દંપતિ સ્થાનમાં વસ્યાં.

૭

મહા ઘોર કુકર્મોથી, બ્રાહ્મણો બ્હાવરા બન્યા,
અને દશ દિશા વિશે, દૈત્યને શોધતા બધા.

૮

ન દેખ્યો દુષ્ટને જ્યારે, ખીન્ન વિપ્રો થયા દીલે
અને કલ્યાણિ માતાને, પ્રાર્થતા દુઃખ મુક્તિએ.

૯

નાશ તે દુષ્ટનો કરશે, પ્રસન્ન જ્યોતિ સર્વદા,
વિચારીને કરી સ્નાન, એક ચિત્ત મનો કરી.
મળીને ત્યાં ગયા વિપ્રો, બ્રહ્મકુમારી જ્યાં વસી.

૧૦

પૂજીને અર્ચનો કીધાં, ચંદનાદિ સુશોભન
પુષ્પ નૈવેદ્ય ને ધૂપે, ભક્તિ યુક્ત દ્વિજોત્તમ.

૧૧

પ્રાર્થીને મનવાચાથી, નમ્ર સ્તુતિ વળી કરી,
એકાગ્ર ચિત્તથી વિપ્રો, આરાધે માતને પછી.

૧૨

નમીએ બ્રહ્મ પુત્રીને, નમીએ બ્રહ્મચારિણી,
નમીએ જગત માતાને, નમીએ સર્વ ગામિની.

૧૩

હ્રીંકારી વેદ રૂપેને, કલીંકારી તેજ રૂપ છો,
આદિ મધ્યાંતમાં દેદિ, વ્યાપીને માત રક્ષજો.

૧૪

મહા દુષ્ટ અને પાપી, દૈત્ય સંતાપતો મહા,
તું વિના કુલ દેવી ના, અન્ય છે કોઈ રક્ષણા.

૧૫

સ્તુતિ પૂજા સુભક્તિથી, પ્રસન્ન થઈને પછી,
પ્રત્યક્ષ દેવી ત્યાં પ્રગટ્યાં, દ્વિજોને વરદાયિની,

૧૬

આપુ હું દ્વિજ જાતિને, માગો જે ઈષ્ટ તે વર,
તમારી ભક્તિથી પ્રીય, હરૂ કષ્ટો ન સંશય.

૧૭

બ્રાહ્મણો બોલ્યા,

તમે ધાત્રી મહા વિદ્યા, ત્રીવેદીની સુરોત્તમા,
કર્ણાટી દૈત્યને મારી, કરો તેજસ્વિની મયા.

૧૮

શ્રી માતા બોલ્યા,

તથાસ્તુ કહીને દેવી, કુલમાતા હસ્યાં જરા,
ભક્તને રક્ષવા માટે, વિચારે દુષ્ટ મારવા.

૧૯

મહાદેવજી બોલ્યા,

પછી ક્રોધ થકી યુક્ત, શ્રીમાતા સુણ રાજન,
કોપથી ભૃકુટી વક્ર, થયાં શાં લાલ લોચન.

૨૦

અતિ કોપ ચઢાવીને, વામતાં અગ્નિ મુખથી,
અને તે તેજથી પ્રગટયાં, માતંગી માત ઈશ્વરી.

૨૧

કાલી ને મુખ વિકાળ, શોભતી શુભ નાસિકા,
રકત માલા ધરી કંઠે, મદે છે લાલ લોચના.

૨૨

ધનુષ્બાણ ધર્યાં હસ્તે, ખડ્ગ ખેટક જે વળી,
કુઠાર છુરી ત્રીશુળ, મદ્યપાત્ર સુહાવતી.

૨૩

અક્ષ માલા ધરી કંઠે, મદ કુંભ વળી ધર્યાં,
શંખ ચક્ર ગદા સર્પ, જાણુ હસ્તે સુહાવતા.

૨૪

તોમર શકિતએ શોભે, ભૂજા અષ્ટા દશામહા,
"શું કરૂં કહો વિપ્રો", દ્વિજોને એમ બોલતાં.

૨૫

"કર્ણાટ દૈત્યનો ઘાત, કરો માતા" દ્વિજો વદ્યા,
તેવે યુદ્ધ થયું ઘોર, અસુર માતનું મહા.

૨૬

માતંગી માતની સાથે, દૈત્યનું યુદ્ધ દારૂણ,
જામ્યું ને રણમાં દિવ્ય, ગાજતા શસ્ત્ર તુમુલ.

૨૭

લીલાઓ કરતાં દુષ્ટ, દેવીના સન્મુખે ધસ્યો,
કિન્તુ માતા તણા બાણે, કરચ્છેદ થઇ પડયો.

૨૮

પછી મુદ્‌ગર જે ઘોર, અસુર હસ્તમાં ગ્રહી,
મારવા દેવીને દોડયો, ઉરમાં ખુબ રોષથી.

૨૯

પછી ઢાલ ધરી દેવી, શબ્દ હુંકાર ગર્જતા,
ઉગામી ત્રીશૂલ માર્યું, દૈત્યના વક્ષ મધ્યમાં.

૩૦

દેવીના શૌર્યને દેખી, દૈત્ય તે ક્ષણ માત્રમાં,
માયાથી દૈત્ય પ્રગટાવી, આદરે નાશ દ્વિજના

૩૧

ત્રાસ ત્યાં વરત્યો ઘોર, આખાએ પુરને વિષે,
ભાગતા ભયથી વિપ્રો, સર્વ દીશા ભણી અને.

૩૨

અતિ વ્યાકુલ ચીંતાએ, વિપ્રો ને વણીકો બધા,
નાસતા ત્યાં વદે દેવી, ધરોના ભય દીલમાં.

૩૩

મદ્ય પાન કરી સદ્ય, અસુર દુષ્ટને હણું,
અને ત્યાં મદ્ય પાત્રેથી, સ્વમુખે મદ્ય પી લીધું.

૩૪

તેવે માતંગી કોપ્યાંને, દુષ્ટને હણવા ધસ્યાં,
કર્ણાટી તે મહા દૈત્ય, અદૃષ્ટ વિચર્યો તદા.

૩૫

ક્ષણીક ધારીને જોયું દેવીએ, દુષ્ટ કયાં ગયો,
અને સ્વપ્ન સમી માયા, દૈત્યની દેવી તોડતાં.

૩૬

તેવે કર્ણાટને દેખી, પડકારે ત્યાં પરસ્પર,
અને યુદ્ધ વિષે ચમક્યાં, દિવ્ય જે શસ્ત્ર વિવિધ.

૩૭

નિવારે સર્વ શસ્ત્રોને, મારતાં દેવી જે રણે,
પછી શસ્ત્ર તણો ઘાવ, દુષ્ટને વક્ષમાં કરે.

૩૮

સ્પર્ધા બન્ને કરે યુદ્ધે, અન્યોન્ય જય આશથી,
શુક્રાચાર્ય તણી માયા, વિસ્તારે દુષ્ટ ત્યાં પછી.

૩૯

સ્વતેજે દેવીએ ત્યારે, હણી માયા તત્ ક્ષણ,
યુદ્ધ ત્યાં ત્યાગીને દુષ્ટ, ભાગ્યો ત્યાં થકી વિમૂઢ.

૪૦

ગયો દેવી સમીપે એ, કામદેવ સ્વરૂપ શો !
ચહુ થાવા પતિ તારો, સન્મુખે જઈને વદ્યો.

૪૧

ભુવન ત્રણમાં દેવી, વીર હું મુજને વરો,
દેવી બોલ્યાં;
દૈત્યરાજ તને પ્રિય, એવું તું ઠીક બોલતો.

૪૨

રૂપમાં તુજશો કોઈ, ભૂવન ત્રણમાં નથી,
કીન્તુ મ્હારી પ્રતિજ્ઞા જે, સાંભળો દૈત્ય રાજવી.

૪૩

શામલા અનુજા મ્હારી, બ્હેન તે મુજ લગ્નમાં,
કરે વિઘ્નો પિતાજીએ, સ્થાપી દૈત્ય વિદારવા.

૪૪

ન કોઇ પરણે તેને, એથી તું કરીને મતી,
લગ્ન માટે કહે તેને, હું એ યત્ન કરૂ પછી.

૪૫

દૈત્યેન્દ્ર ભગિની મ્હારી, કુવારી શામલા હજી,
અદ્યાપિ તે મ્હને રક્ષે, વર તું સાથ તેહની.

૪૬

મહાવીર ! પિતા મ્હારા બ્હેન તે આપશે તને
આવી જો શામલા પોતે, કોપથી વેગ શો દીસે.

૪૭

આવતી શામલા જોઇ, કર્ણાટ ખૂબ ક્રોધથી,
વેગથી મારવા દોડયો, દુષ્ટ શો પૂર જોસથી.

૪૮

વિવાહ કાજ તે દુષ્ટ, આવતો જોઇ શામલા,
શુની સ્વારી કરી જેણે, હણ્યો દૈત્ય ક્ષણે તદા.

૪૯

મહા યુદ્ધ થયું ઘોર, દુષ્ટ દાનવ ત્યાં મર્યો,
ધર્મારણ્યે મહાશકિત, હાથે તે સ્વર્ગ સંચર્યો.

૫૦

માઘ માસ તણા કૃષ્ણ, પક્ષની તૃતીયા દિને,
હણ્યો કર્ણાટ દેવીએ, વિપ્રો ત્યાં જય ઉચ્ચરે.

૫૧

ઉત્સવ ગીતને નૃત્યો, ઉજવે હર્ષથી બધા,
દુધપાક વડાં આદી, નૈવેદ્યો ખુબ ત્યાં થતા.

૫૨

હર્ષ દેવી દીલે પામ્યાં, અને મોહેરક પુરે;
સંપત્તી સુખની દાતા, માતંગી માત ઉત્સવે.

૫૩

મહોત્સવ પ્રસંગે સા, માત માતંગી પૂજતાં;
ધન પુત્રાર્થ સીદ્ધિને, સ્થાનનાં વાસી પામતાં.

૫૪

વ્યાસ બોલ્યાઃ

સૂણો સ્કંદ મહારાજ, માતંગી માત પૂજન;
ઉત્સવ વ્રત વિવાહે, કરવું હર્ષ પૂર્વક.

૫૫

સર્વ ઉત્સવમાં નિત્ય, કરવું માત પૂજન,
અને જો ના કરે કોઇ, પામશે દુઃખ નિશ્ચય.

૫૬

દંપતિ, માતને પૂજે, સુખી થાય નિરંતર;
માત કૃપા થકી પામે, વાંચ્છીતાર્થ સહુફલ.

૫૭

કુલદેવી બોલ્યા:

ક્ષુદ્રો ને વણિકો સૂણો, પૂજન મ્હારૂ સર્વદા;
વિવાહ કાર્યમાં કરવું, સુખથી શુભ શાંતિદા.

૫૮

એકાવનો વિધિ શુભ, પ્રિય છે અતિ મુજને;
પંચાશત્ કોષ્ટકો પૂરી, પૂજવા લાલ અક્ષત.

૫૯

અને તે સ્થાનની પૂજા, ક્ષુદ્રોએ કરવી પછી,
માતાને બોલતાં સુણી, વિપ્રો સન્મુખ આવીને;
નમાવી વિનયે શીર, જોડી હસ્ત સહુ વદે.

૬૦

આપ છો માત સર્વેનાં, રક્ષક સ્થાનનાં મહા;
શુભાર્થે દંપતિ કેરાં, વસો આપ અહીં સદા.

૬૧

તથાસ્તુ એમ બોલીને, થયાં અંતર્ધ્યાન ત્યાં,
અને વિપ્રો મળી સર્વે, દેવીના સ્થાનકે ગયા.

૬૨

પૂજતા દેવીને નિત્યે, વિપ્રને સૌ અનુચરો;
શ્રીમાત, વળી રાજા, આપતાં તેમને વરો.

૬૩

શ્રીમાતા બોલ્યાં:

પ્રસન્ન આજ હું વિપ્રો, માગો જે વરદાન તે,
મહેશ્વર તણા શબ્દે, આપું હું ઇષ્ટ સર્વને.

૬૪

વિપ્રો બોલ્યા:

દ્વિજોને વણીકો કેરાં, દંપતિ માત સર્વના;
નિર્વિઘ્ન કરજો દેવી, માગીએ એટલી કૃપા.

૬૫

શ્રીમાતા બોલ્યા:

તથાસ્તુ કહીને દેવી, ફરીથી શબ્દ ઉચ્ચર્યા;
વિવાહ ઉત્સવે નિત્ય, દ્વિજ દંપતિ સર્વદા.

૬૬

અંજનો નયને કરજો, અને તેજ સમું ત્રીજુ;
ભ્રુકુટી મધ્યમાં ટપકું, કરવું સર્વાર્થ સિદ્ધિશું.

૬૭

નિર્વિઘ્ન સાધવા નિત્યે, દ્વિજોને સેવકો મળી;
માતંગી માતની પૂજા, કરવી સહર્ષ શાંતિથી.

૬૮

એવી પૂજા થકી રાજા, શાંતિ નિશ્ચય પામશો;
ધર્મારણ્ય તણાં વાસી, શાંતિને સુખીયાં થશો.

૬૯

કલ્યાણી બ્રહ્મપુત્રી હું, કૃપા છે મુજ સૌ ગૃહે;
સાંભળી શબ્દ સૌ વિપ્રો, હર્ષ આનંદથી વદે.

૭૦

માતા માતંગીની પૂજા, કરીશું પ્રતિવર્ષને;
માઘ કૃષ્ણ તૃતિયાએ અર્પીશું ભેટ આદી જે.

૭૧

તથાસ્તુ એમ બોલીને, દેવી અદ્રશ્ય થાયને;
ઉરે ઉમંગ આનંદે, વિપ્રો સ્વગૃહે સંચરે.

૭૨

ત્યારથી ત્યાં પ્રતિવર્ષે, દેવીનાં પૂજનો થતાં;
શ્રીમાતા મહા શકિતને, કુમારી બ્રહ્મપુત્રીના.

૭૩

મહા કર્ણાટ યોદ્ધાને સંહાર્યો દેવીએ પછી;
દ્વિજોને સેવકો સર્વે, વસે ત્યાં સુખ શાંતિથી.

૭૪

આખ્યાન જે કહ્યું આજે, કુલદેવી તણું મહા;
બ્રહ્માએ સ્થાપીયાં દેવી, રક્ષવા પુર સર્વદા.

૭૫

હોમ યજ્ઞ જપાદિને, કર્મ શ્રેષ્ઠ સુવૃત્તિએ,
વેદ વિદ્યા ભણે ધ્યાને, શાંતિથી દ્વિજ સૌ વસે.

૭૬

મહાત્મ્ય માતનું શુભ,, સંપૂર્ણ આજ આ કહ્યું;
શ્રીમાતા તણું શ્રેષ્ઠ, મહાત્મ્ય સાંભળે કદી;
કોઇ કાળે કુળે તેના, અનિષ્ટ સંભવે નહિ.

૭૭

અપુત્ર પામશે પુત્ર, ધન હીન સુસંપત્તિ;
આયુ આરોગ્ય ઐશ્વર્ય, શ્રી માતા સુપ્રસાદથી.

ૐ ઇતિ

ઇતિ શ્રી સ્કંદ પુરાણમાંના પાતાળ ખંડમાંના ધર્મારણ્ય આખ્યાનમાંનું શ્રી માતંગી મહાત્મ સમશ્લોકી

**સંપુર્ણ.**

અનુવાદક **જગુભાઇ રાવળ.**

## નૈયા લાવો પાર

આવો આવો દીનદયાળી નૈયા લાવો પાર
માતંગી નૈયા લાવો પાર
વમળે ચઢી છે ભવસાગરમાં, પંથ કપાવો આજ
માતંગી પંથ કપાવો આજ, આવો આવો૦

વંટોળે શું બહુ વળી વાયે, ડગમગ થાતી નાવ
માતંગી ડગમગ થાતી નાવ
ઘડીએને પલકે સરકી જાયે, હાથ ન રહે સુકાન
માતંગી હાથ ન રહે સુકાન, આવો આવો૦

જળની છોળો ઉપરા ઉપરી, ઉડે અંદર બહાર
માતંગી ઉડે અંદર બહાર
ઉપર આભને નીચે પાણી, મધ્યે તારો બાળ
માતંગી મધ્યે તારો બાળ, આવો આવો૦

સૂઝ નથી પડતી અમને કાંઈ, હૈયુ બહુ મુઝાય
માતંગી હૈયું બહુ મુઝાય
સુકાન સોંપ્યુ બન રખવૈયા, છોડી તુજ પર આશ,
માતંગી છોડી તુજ પર આશ, આવો આવો૦

ઝટપટ ઝટપટ દોડી આવો, રાખો છેવટ લાજ
માતંગી રાખો છેવટ લાજ
ઉગારી લે છેલ્લી ઘડીયે, નહી ભૂલુ એ પા'ડ
માતંગી નહીં ભૂલુ એ પા'ડ આવો આવો૦

**'માતંગી ભકત'**

## મા ગણી તમારો !

મા માતંગી આવો રે પુંજુ તમારી પાવલડી
ફુલડે વધાવું રે પુંજુ તમારી પાવલડી
કેસર કુમકુમ ભાલે લગાવું
સાચા મોતીના હાર પહેરાવું
ગુલાલે નવડાવું રે પુંજુ તમારી પાવલડી

કંચન કોડીયામાં દીપ જલાવું
વિધવિધ ભોજન માતા ધરાવું
હેતે જમાડુ રે પુંજુ તમારી૦

ગંગા જળે માતા ઝારી ભરાવું
ભકિતભાવે માતા આચમન કરાવું
સુગંધી છંટાવું રે પુંજુ તમારી૦

સોપારીને પાન બીડલાં રે આપું
રમ્ય મૂર્તિ તારી હૃદયે સ્થાપું
આરતી ઉતારૂ રે પુંજુ તમારી૦

પ્રદક્ષિણા કરી પુષ્પ ચઢાવું
માતંગી માની ધૂન મચાવું
મસ્ત બની નાચું રે પુંજુ તમારી૦

મોઢેશ્વરી ભકતને ગણી તમારો
ભકત જનને મા તારો સહારો
શરણે રાખો રે પુંજુ તમારી૦

**'માતંગી ભકત'**

## માતંગીનો આશરો

માતંગી લેજો સંભાળ બારણે આવ્યો છે બાળ
ગાયો વિના જેમ વાછરડાં તળાવ
માતા પિતા વિના ઝુરે છે બાળ બારણે....માતંગી.

આશરે માતંગી આવ્યો છું દોડી
બીજા કોઈનો નથી આધાર બારણે....માતંગી.

છોરૂ કછોરૂ પણ બાળક માતાનું
સુણજો જગતનો પોકાર બારણે....માતંગી.

આધાર માતંગી જીવનમાં એક છે
ભકત ને દેજો દેદાર બારણે.......માતંગી.

**'માતંગી ભકત'**



## માગ્યું આપોને

માતાજી મને માંગ્યું આપોને
માંગ્યુ આપોને મારી માત, મને માંગ્યુ આપોને;
મુજને દર્શનની આશ માતાજી મને માંગ્યું આપોને.

સેવા કરવાની મા શકિત આપોને;
ભાવભીની માજી ભકિત આપોને;
જાણી તારો બાળ, માતાજી મને માંગ્યું આપોને.

ઉમંગ મારા ઉરમાં લાવોને,
પ્રેમામૃત માજી પ્રેમે પાવોને;
લાગુ માતંગી પાય માતાજી મને માંગ્યું આપોને;

દ્વારે આવો તો માજી ફુલડાં વેરાવું
મોતીડાં કેરાં ચોક પુરાવું
સાથીયા સિંદુરના માત માતાજી મને માંગ્યુ આપોને

દુઃખીયા આવી દર્દ પોકારે
આપ વિના કોણ ચઢશે વ્હારે
આશરો માતંગી માત; માતાજી મને માંગ્યુ આપોને.

આંધળા આવી આંખોરે માંગે;
પગ વિનાના આવી પાયરે માંગે;
પુરો બાળકની આશ માતાજી મને માંગ્યું આપોને.

મોઢેશ્વરી મારો ભવ સુધારો;
કહેશે પોકારી બાળ તમારો;
જોડે ભકત બેઉ હાથ માતાજી મને માંગ્યું આપોને

**'માતંગી ભકત'**

## એક પ્રશ્ન !

માતા મોઢેશ્વરી મતવાલી હો માત ! ક્યાં જઈ આવ્યાં ?
કહેને મા તારા દિલડાની વાત ક્યાં જઈ આવ્યાં ?
માતા મોઢેશ્વરી૦

દેવોને દર્શન દેવા ગયાં'તાં;
અસુર કેરા રણમાં રહ્યાં'તાં;
આટલી વાર શાને લાગી હો માત ! ક્યાં જઈ આવ્યાં ?
માતા મોઢેશ્વરી૦

ભાવિક ભક્તે મા તમને પોકાર્યાં;
સુણીને શબ્દ તમે જઇને હુંકાર્યાં;
છિન્ન ભિન્ન વસ્ત્ર થયાં શાને હો માત ! ક્યાં જઈ આવ્યાં ?
માતા મોઢેશ્વરી૦

સિંહના વાહન તમે મૂકી ક્યાં આવ્યાં ?
વાઘેશ્વરી થઈ ક્યાંથી રે આવ્યાં ?
ખડ્ગ ખોયું ને ત્રિશૂળ લાવ્યાં હો માત ! ક્યાં જઇ આવ્યાં ?
માતા મોઢેશ્વરી૦

**'માતંગી ભક્ત'**

## કેમ ખોયો !

હાંરે કેમ એળે ખોયો મનુષ્યા જનમ તેં પ્રાણીયાં
હાંરે ભજન કરી પ્રિતે માતંગીને ન જાણીયારે; હાંરે કેમ૦

કુમાર અવસ્થા માંહી કર્મ હીણો કહાવીયો
હાંરે રમત ગમત મહી રાતદીન ગુમાવીયારે; હાંરે કેમ૦

ભર જોબન તેં તો ભટકવામાં ગાળીયું
હાંરે ઠકુરાણાજી માંહી ઠાઠ બહુ જાણીયારે; હાંરે કેમ૦

બુઢાપા મહીં જ્યારે બલ હિણ થઈ ગયો
હાંરે માળા કરમ મધ્યે અહી બેઠો કાણીયારે; હાંરે કેમ૦

મરવા બેઠો ત્યાં સુધી આંખ નવ ઉઘડી
હાંરે અવની ઉડોળમાં ગામાય કેમ શાણીયારે; હાંરે કેમ૦

**'માતંગી ભકત'**



## માતંગીની ધૂન મચાવો

પૂજારી માના મંદિરમાં આવો
માના મંદિરમાં આવો પુજારી (૨)........

શુદ્ધ હૃદય શુદ્ધ ભાવ ધરીને
માતંગીને શિષ નમાવો.... પૂજારી૦

નિત્ય નિયમને પૂજન અર્ચન
"મા"માં પ્રીત લગાવો

કાલાઘેલાં કિર્તન સુંદર
માતંગી ગીત ગાવો.... પૂજારી૦

માની મસ્તી રગ રગ રેડી માતંગીની ધુન મચાવો
માની ભક્તિ રસપુર રેલી માતંગીની અલખ જગાવો....પુજારી૦

ઘડીભર માડી દૂર ન થાએ એવાં પુજન બનાવો
તુંહી તુંહી માતા મેં તમ બાળક એવી પ્રીતિ લગાવો....પુજારી૦

અનહદ ઉપકારી માતા એકજ એમાં ભૂલ ન ખાવો
મોઢેશ્વરી ભકતની ત્રિવિધ પૂજા માને ચરણે લગાવો...પૂજારી૦

'માતંગી ભકત'

---

## માતંગીને

તુજને મળવા રખડી ભટકયો;
નિજ મંદિરીયે ફરીને પટકયો;
છતાં તું દુર હઠે છે.

ઉઠી પ્રભાતે સ્તુતિ કરતો;
અશ્રુઓ ભરી ભરી રડતો;
છતાં તું દુર હઠે છે.

તુજ ચરણે મસ્તક મૂકયું;
તુજ શોધમાં જીવન થાકયું;
છતાં તું દુર હઠે છે.

રમણલાલ લલ્લુભાઇ

## ઇશ્વરીના ગુણગાન

છીએ પુત્ર સૌ એક માતુ તણા તો;
અહા ! મોઢની માત મોઢેશ્વરી જો !
અમે બંધુઓ બાળ માતુશ્રી તારાં;
કરી સંપદે અંતરે સૌ અમારા. ૧

સદા જ્ઞાતિમાં વિદ્વતા સ્થાપજે તું,
વળી નીતિના વાવટા આપજે તું;
પ્રભા કીર્તિની મોઢમાં મૂકજે તું;
બધા ભક્તિના માર્ગ ખુલ્લા મૂકે તું. ૨

સદા તારજે માત વ્હાલી અમારી;
વળી રાખજે ઉર માયા અમારી
અમે બાળ સૌ માત મોઢેશ્વરીના
ગુણો ગાઇએ મોઢ સૌ ઇશ્વરીના. ૪

**નૌતમકાન્ત.**

---

## માને શરણે

ભૂલો પડેલો માતંગી હું; આવ્યો શરણ તારે હવે;
આધાર તું આધાર તું આધાર મારો તું હવે–ભૂલો૦
નિશંક જેની પાસ હું ઉભો બનું નિશ્ચિત તો;
ના કોઇના ના કોઇનો; ઓ માત તું વિના મને–ભૂલો૦
સંસાર દુઃખ દાવા નળે; હતાશ બળતા હું કને;
ઓ માતંગી તાકો આશરો; દેખાય તું વિના મને–ભૂલો૦
સર્વ સ્થિતિ સર્વ વેળા; સર્વ સ્થાને સર્વથા
આધાર હો આધાર હો; આધાર મારો તું જ હો–ભૂલો૦

**રમણલાલ લલ્લુભાઇ.**

## માના ગુણગાન

ગાઇએ ગાઇએ ગુણ તમારાં;
સુણો માતંગી મતવાળાં;
કરો જીવન શુદ્ધ અમારાં; .... ગાઇએ.

વારે વારે વંદન કરીએ;
હૃદય ધ્યાન તમારાં ધરીએ;
આપો ભકિત રસની ધારા. .... ગાઇએ.

શરણુ આવ્યો શરણું દેજો;
માથે ખોળે મૂકયું જો જો
વિનતિ સુણજો માતંગી મારાં .... ગાઇએ.

અંતર જાણો આપ દયાળી;
બિરદ સંભાળો બહુ નામી;
જલદી કરજો ભવ નિસ્તારા. ... ગાઇએ.

મૈયા હૃદય કમળમાં બિરાજો;
પ્રીતે અમૃત રસને પાજો;
થાશો ભકતથી ના ન્યારાં. ... ગાઇએ.

'માતંગી ભકત'

## માતાના નામની લગની

લગની લાગી માતંગી તારા નામની રે;
આવી મળશો ક્યારે તમે માત;
માતંગી તારા નામની રે લગની લાગી;....ટેક૦

માજી પુર્વે જનમની પ્રીતડી રે;
આપણો માતા પુત્રનો સંબંધ;....માજી તારા૦

હું તો આવી ઉભો તમ બારણે રે;
મુજને આપો દર્શન માતંગી માત....માજી તારા૦

જનમી મોઢેશ્વરી નવ જાણીયાં રે;
મેં તો એળે ખોયો અવતાર;....માજી તારા૦

ખાધુ પીધુ ને અંતે ખેલીયાં રે;
માર્યા માયા એ જ્યારે માર;....માજી તારા૦

અંધકાર અંતરમાં છવાઈ રહ્યો રે
કરો જ્ઞાન દિપકની જ્યોત.....માજી તારા૦

બાળક બુદ્ધિ વિનાનો પણ આપનો રે
બોલે ગાંડુ ઘેલુ તો કરો માફ....માજી તારા૦

મોઢેશ્વરી! ભકિત તારી વિસાર્યા રે
મેં તો કીધાં ન પુજા પાઠ.....માજી તારા૦

અવસર ક્યારે માતંગી એવો આવશે રે
આપણો ક્યારે થશે મેળાપ...માજી તારા૦

પેટને માટે પ્રપંચો આદર્યા રે
કીધાં હશે વળી ઘણાં પાપ.....માજી તારા૦

'માતંગી ભક્ત'

## માતંગીને

માતા તારી મધુર મમતા;
દેખી દિલ મારૂં હરખાય;
મધુર ભાવના તારી દેખી;
મન માંહી શીશુ મલકાય.

પુજ્ય માતા સેવા તારી,
કરવાને દિલ તલશે છે;
નિશ દિન દેખું અટારીએ;
ચુમવા ચરણ દિલ દોડે છે.

ચંદ્રસમું તુજ ઉજ્જવલમુખ;
ભાળી ભાળી ધરાઉં ના;
કરવાને દિલ રાજી તારૂં,
શિશુને શી આજ્ઞા માતા.

શરમાએ શા માટે માતા,
શિશુ કરશે સેવા તારી.
દિલ ચાહે તો કર આજ્ઞા,
લાખ લાખ છે વંદન માત.

ડોલરકુમાર

## અમૃતનાં પાન

માતા અમૃત કેરાં પાન; પાતી હસી હસીને;
માના ભાવ ભીના એ ભાવ; ભરતી હસી હસીને;
માતા.

કુસુમશા કુમકુમ પગલાંને,
પ્રીતે પાડી પાડીને;
મા માતંગી ખેલે આજ ગરબે ઘૂમી ઘૂમીને;
માતા.

હેલે ચઢી માતંગી આજ,
પાડે છે એ પુણ્ય પ્રભાવ;
હોંશે રમતા માતંગી મા તાળી પાડી પાડીને;
માતા.

'માતંગી ભકત'

---

## પાવડી પુજન

મારી માતંગી માત; પુંજુ તમારી પાવલડી;
હું તો જોઉં તમારી વાટલડી; મારી માતંગી માત–ટેક.

તમે મોહેરેક પુરના વાસી છો,
તમને કહું છું એક વાતલડી—મારી૦

તમે મન મંદિરમાં વસીયા છો;
તારી રૂડી વાગે છે હાકલડી;—મારી૦

તમે જયમલ રબારીને જશ આપ્યો છે;
તેણે ચારી તમારી ગાવલડી.—મારી૦

ભકિતના ભોજન આપીશું ભાવતા;
તમને પીવડાવીશું દુધને સાકરડી.—મારી૦

તમને મોઢ સેવક મૈયા વિનવે છે;
તમે ઝાલોને મારી આંગલડી—મારી૦

નરસિલાલ મોદી.

## જનની સ્તવન

શિશ નામી નમીએ મોઢેરા જનની !
પુણ્ય પીયુષ વાહિની—મા....તા
પાળક બાળકની.... શિષ૦

નયન કૃપા બાલુડા ન્હાતાં
આશા આશિષની.... શિષ૦

વરસાવો મા ! અમીનાં ઝરણાં
આરત અન્તરની.... શિષ૦

સહુ ઉપમા લાયક છો શ્યામા !
સ્હાયક ! વીર તણી.... શિષ૦

ધીર–મુનિ ધ્યાતા, ગુણ ગાતાં;
મુક્તિદાયિની !.... શિષ૦

જયકૃષ્ણ સુરતી



## માતંગી પ્રાર્થના

માતંગી હવે દો ભકિતનું દાન (૨). ટેક.
વિષય વાસમાં બહુ દિન ખોયા;
સહી બહુ કંઈ હાન..... માતંગી.
કોને જઈને કહું દયામય; કોઈ ન દેતું ધ્યાન—માતંગી.
કામ ક્રોધની મદીરા પીતા, પડી ગઇ ખોટી બાન-માતંગી.
દયા કરો તો છુટું માતંગી તારી દયા છે મહાન-માતંગી.
સહુ કોઈ જાણે કહ્યું ન માને; એ મન છે નાદાન.-માતંગી.
તું દયાળુ અતિ કરૂણાસાગર; હું દુર્ગુણની ખાણ-માતંગી.
સુખનું સાથી જગ સારૂં છે; દુઃખમાં માતંગી માત-માતંગી.
ભકત જનોની તું માડી; દુર કરો અભિમાન-માતંગી.

**'માતંગી ભકત'**

---

## યાચના.

મનહર મંગળ મુરતી જોતાં મનડું મોહ્યું માતરે;
માતા તારી કૃપા થકી તો આવું છું તુજ પાસરે. મનહર૦
બાળકનો હોય જો વાંક માતા; કાંઇ ના જોજોરે;
ભકતજન તારી માફી માગે; તુજ દર્શનની આશરે. મનહર૦
સર્વ સ્થળમાં વ્યાપી રહ્યા છો; વારંવાર નિહાળુરે;
કોટી કોટી રવી તેજ તમારૂ; સર્વે ભકતાની સાથરે. મનહર૦
સંસારમાં કાંઇ સાર ન દીઠો; માતંગી પ્રેમ છે મીઠોરે;
તુજ ચરણાર્વિંદને ઇચ્છું; ટાળો ભવનો ત્રાસરે. મનહર૦
અમીદૃષ્ટિ સૌ પર તારી; સૌની લ્યો છો સંભાળરે;
માતંગી મા તમે છો મારાં; કરૂ વિનતી ખાસરે. મનહર૦
મનડું મારૂ બહુ અકળાય; માતંગી લેજે પાસરે;
અપરાધ મારા ક્ષમા કરીને; ઝીલજો મારો હાથરે. મનહર૦
તું બ્રહ્માણી તું રુન્દ્રાણી; તું મહેશ્વરી માતંગીરે;
શુદ્ધ ભાવથી ભકિત કરતાં; દર્શન દ્યો સાક્ષાતરે. મનહર૦
ન સમજુ કાંઈ ભકિત તારી; પણ મા છે તું મારી રે;
ભકતજન જો આવે પાસે; દેજો ચરણમાં વાસરે. મનહર૦

**'માતંગી ભકત'**

## દર્શન ભાવના

મોહે દર્શન દો માતંગી માત;
મોરા મન બહેલા દો માતંગી મા;
સોનેકા પલંગ ઘડવા દઉં;
ચાંદીકા સેજ બીછવા દઉં;
બાલીસપે હીરે ટંકવા દઉં;
માતંગી રખે રખવૈંયા—મોહે દર્શન.

ફુલ ફુલકા હાર બના કર;
કલી કલી મેં પ્રેમ પીલાકર;
આપકો ઉસ હાર પીના કર;
લઉં મેં રોજ બલૈયા.—મોહે દર્શન.

**રમણલાલ લલ્લુભાઇ.**

---

## દર્શનેચ્છા

### કાવ્ય

મા! માતંગી પાજો પાન; આજે હસી હસીને (૨)
તારી પ્રેમ ભકિતના ભાવ; દેજે હસી હસીને—
આજે શરદ પુનમની રાત
તેની શોભાની શી વાત
હેતે; રમજો; મારી માત; ગરબે તાળી પાડીને-મા.

તમે છો મોઢ સકળની માત
આજે ભુલાઇ ગઇ છે માત
કરવા જગ માંહી વિખ્યાત; આવો દોડી દોડીને.-મા૦

માંગુ તારો પુણ્ય પ્રભાવ
તારે ભરૂસે મારૂ નાવ
તારા બાળકનો પોકાર; તારો હસી હસીને-મા.

આ છે બાળકની જો આશ
રહેજે સદા તું મારી પાસ
ઘેલો માતંગી દર્શન કાજ; દેજો હસી હસીને-મા.

**જોઈતારામ પંડયા**

## યાચના

કહીએ કહીએ બાળ તમારાં;
તમે છો માતંગી મા મારાં;
ગાવા જીવનમાં ગુણ તારા — કહીએ.

તમને આજે વંદન કરતા; (૨)
મનમાં ધ્યાન તમારૂં ધરતાં;
જગદંબા છો માત મારાં — કહીએ.

જન્મી હું અજ્ઞાની ભૂલ્યો (૨)
મારા સ્વારથમાં હું ડુબ્યો;
હવે ચક્ષુ ખોલો મારા — કહીએ.

માજી! મારે મંદિર આવો (૨)
હેતે ભકિત રસને પાવો;
રહેશો રામ થકી ના ન્યારાં — કહીએ.

**જોઈતારામ પંડયા**

---

## દર્શનની પ્યાસ

માના દર્શન વિનાન જાઉં
આફત પડે જો શિરે;
હિંમત ધરૂં કે દિલે;
સમજાવું યા મનાવું. માના દર્શન.

પ્યાસી ભલે મિટાવે;
તરસો ભલે છીપાવે;
થવાનું હોય તે થાયે; માના દર્શન.

અંતે ફના હો થાયે;
કે બેડા પાર હો જાયે;
યા હોમ કરી ઝુકાયે. માના દર્શન.

**'માતંગી ભકત'**

## માતંગીને પ્રાર્થના

થયો સ્નેહ વશ માતંગી; મારાં ભવનાં ભાગ્ય
ઉઘાડયાંરે—થયો.

ભાગ્યવંત થયો ભગવતી આજે; દર્શન પામ્યો તારૂં;
મળ્યું ભવ તરવાનું બારૂ; મારા પૂર્વના ફળીયાંરે-થયો.

અંધકારમાં હું અથડાયો; આજ સુધી નવ જાણ્યું;
મળ્યું મન ગમતું આ ટાણું; તમે મુજ ઘટમાં
હવે જડીયારે-થયો.

દયા કરી માતંગી લંબાવો; કર તમારો માજી,
મુકો મમ શિર પર હસ્તકમળ આપ તણો મન
થઇ રાજી-થયો.

નિર્બલ મનનો ભકત માગે; આશ પુરણ કરજો;
મા વ્હાર ભકતની કરજો; તમે સહાય થજો-
માતંગી મા-થયો.

રતનલાલ લલ્લુભાઈ



## દર્શન ભિક્ષા

હે દીન દયાળી માત માતંગી મા
દર્શન દેવાને દોડી આવજો. ટેક.

રાત જાગી જાગીને જાય છે;
ઘેન આવીને પાછાં ભરાય છે;
ઝબકી જવાય છે;આંખડી મિંચાય છે. દર્શન.

ખાન પાન ભૂલી ગયો ધ્યાનમાં;
ભાન ભાન ખોયું તમ ધ્તાનમાં;
ચિતડું લોભાય છે મનડું મુંઝાય છે. દર્શન.

ઢુંડી ઢુંડી વળ્યો ઠામે ઠામે;
ફરી ફરી થાકયો ચારે ધામે,
જેમજેમ આવું પાસ,દૂરદૂર કરો વાસ. દર્શન.

હામ હારી ગયો સંસારમાં
બની ગયો છું હતાશ ભાનમાં
દીશ કે દીશા કાંઇ સુઝતી નથી માતા. દર્શન.

નથી વૈભવ વિલાસ કાંઇ માંગતો
નહી આશા બીજી કાંઈ રાખતો
ભિક્ષા દર્શનની એક, રાખો ભક્તની ટેક. દર્શન.

'માતંગી ભકત'

## શક્તિનો ગરબો

શુદ્ધ જળથી માતંગીને નવરાવીએ રે,
કુમકુમ અક્ષત અને પુષ્પોથી વધાવીએરે—ટેક.

અંતરમાં આસન આનંદ થકી આપીએરે;
શોભીત સિંહાસને, માને સ્નેહ થકી સ્થાપીએરે,
અલંકારોથી માતંગીને શણગારીએરે—કુમકુમ.

શ્રદ્ધા સુગંધ ભર્યો ધૂપ પ્રકટાવીએરે,
આત્મજ્ઞાન દીપ તણી જ્યોત પ્રજવાળીએરે;
મન મેવા નૈવેદ્ય ધરાવીએ રે.—કુમકુમ.

શિવ અને શકિતને એક રૂપ માનીએરે,
આદ્ય શકિત છે સ્વતંત્ર,શાસ્ત્રથી પીછાનીએરે;
માત કર્તા હર્તા છે એ પ્રમાણીએરે.—કુમકુમ.

અષ્ટાદશ ભુજાવાળા માતંગીનું ધ્યાન નિત્ય ધરીએરે;
વધુ વખત મંત્ર પાઠ ભકિતમાં વધારીએરે;
દાન પુણ્યોથી જીવન સુધારીએરે. કુમકુમ.

નવરાત્રીની મીઠી મોજ આવીને રોજ માણીએરે,
શ્રીમાજીના ભકતો સર્વે સાથે આપને પગે લાગીએરે;
શ્રીમાજીની સેવામાં આખી રાત જાગીએરે
કુમકુમ અક્ષત અને પુષ્પોથી વધાવીએરે.

રતનલાલ લલ્લુભાઈ

## સ્તુતિ

ભક્તિના દાન તમે દેજો માતંગી મા !
બાળક ચરણે આવી નમે, માતંગી મા અંબીકા
સ્વરૂપ છો—ભક્તિના.

મોરમુકુટ માનાં કાનોમાં કુંડળ !
કરમાં કંકણુ સોહાયરે !
માતંગી મા અંબીકા સ્વરૂપ છો—ભક્તિના.
હીરાના હાર માને હૈયે સુશોભતાં !
પાયે ઝાંઝર ઝમકારરે !
માતંગી મા અંબીકા સ્વરૂપ છો.—ભક્તિના.
ખડ્ગ ત્રિશૂળ માના હાથે સુશોભતા !
સિંહ ઉપર સ્વારરે !
માતંગી મા, અંબીકા સ્વરૂપ છો.—ભક્તિના.
ઘીનો દીવો મા ! તારૂં ત્રિશૂળ જ્યાં !
અનેક રૂપે તારો વાસરે !
માતંગી મા અંબીકા સ્વરૂપ છો.—ભક્તિના
ભાવે કુભાવે માનેરે ભજતાં !
અંતર મારૂં હરખાયરે !
માતંગી મા અંબીકા સ્વરૂપ છો.—ભક્તિના.
ગાંડાને ઘેલાં ગુણ માનારે ગાઈએ !
ચરણુમાં ચીતડું ચાહીએ !
માતંગી મા અંબીકા સ્વરૂપ છો.—ભક્તિના.
માજીના ભક્તોને મીઠાં લાગે છે !
ભક્તિના દીધેલા દાનરે !
માતંગી મા અંબીકા સ્વરૂપ છો.—ભક્તિના.

ચંદ્રશંકર મૂળશંકર

## ગરબો

મારાં મોઢેશ્વરી માત, મારાં માતંગી છો માત,
મારાં કુળના દેવી !

મારાં કુળના દેવી; મા છે જોયા જેવી
જેને સુર મુનીએ સેવી, એવી મોઢેશ્વરી માત. મારા.

આવ્યા સેવા કરવા કાજ, ધરી અંતરમાં ઉલ્લાસ;
માજી પુરજો મારી આશ; રાખી ચરણુમાં નિવાસ. મારા.

મા હું અજ્ઞાની અણુસમજુ મા ભૂલી ગયો મા નામ,
ગઈ છે શુધબુધ મારી સાન, માજી ભૂલી ગયો
છું ભાન. મારા.

છોરૂ કછોરૂ થાયે માતાજી, તમ તરછોડે નવ ચાલે;
માને ભૂલી ગયેથી આજ, મારા અંતરમાં સાલે. મારાં.

આવી ચરણે માને નમતાં; આનંદ ઉર નવ માય;
જનુની જાણી શરણે આવ્યો; મારૂં મામાં મન
લોભાય. મારાં.

માના દર્શન આવી કરીએ, જેથી સુખ સહુ પામીયે;
મોઢેશ્વરીના ગુણગાન; ગાંડાઘેલા નિત્ય ગાઈએ. મારાં.

આરાસુરના અંબા દયાળી, બહુચર મા મહાકાળી;
તેઓ ત્રણે સ્વરૂપે એક; માતા માતંગી ભાળી. મારાં.

આરાધુ હું માતંગીને, અતિ કૃપા જે રાખે
ચંદ્રશંકર ગુણ માના ગાય; તારૂ નામ સદા જાપે. મારાં.

**ચંદ્રશંકર**

## ગરબો

### રાગ સારંગ

'મા' માતંગી રંગે રમતી મતવાલી
જન્મ સંગી યૌવન મદઘેલી દયાળી. મા.

શરદ ઈન્દુ શા ! વદન મનોહર ! બાબ દિવાકર વરણી ?
રમવા રાસ નવલ નવરાત્રે ! ઉતરી આજે ધરણી.
શોભન રૂપન સહઆલી....રંગે.

કુમ કુમ વરણે ચરણે ઝાંઝર; કમલ સમીપ નખ જ્યોતિ.
કટીએ કાંચી રમ્ય રૂચિર શી; સૂર્ય સમી ઉદ્યોતિ;
રત્ન જડીત રૂપાળી....રંગે.

નવ નવ બાહુ ડાબા જમણા; આયુધથી શણગારી;
મણિમય કંગન અભય ભૂજામાં, ખણખણે તેજ પ્રસારી,
મૃગવતિ સ્કંધ નિહાળી....રંગે.

કનક કળશ સમીપન પયોધર કંચુકી છે કસકસતી,
ચમક ચુંદડીએ ધવલ તારલા નવ યૌવન હસહસતી,
કેશરી સાડી વાળી....રંગે.

કંઠે મોતીહાર ચિબુકે હીરક જ્યોતિ ઝળકે,
નાકે નથની કુંડળ કર્ણો તામ્બુલ મુખ મંદ મલકે,
આર્દ્ર કટાક્ષ કૃપાળી....રંગે.

મૃગ મદ ચંદન કુમકુમ કર્પુર અર્ચિત ટીલડી ભાલે,
સીમન્તે સિન્દુર નિશાની ત્રિભુવનમાં શા ગાલે.
શીર મણિધર લટવાળી....રંગે.

'સુમન્ત' દર્શન રૂપ અનેરે હેતી બાલક જાણી,
અંબે ! ત્રિપુરે ! બગલે ! ભદ્રે ! દુર્ગામાત ભવાની.
માની ! બાલે ! બીરદાળી....રંગે.

મા. માતંગી રંગે રમતી મતવાલી મા.

**શામળદાસ**

## થાળ

આજ મારે થઈ છે આનંદની હેલી,
એજી ઘેર માતંગી પધાર્યા સાહેલી.......આજ૦

ભાવ થકી મેં તો ભોજન બનાવ્યાં,
સોનાના ટાટ દીધા મેલી;
પ્રેમના પાટલા પ્રીતેથી મૂકયા,
આવો આસનીયે સહેલી.......આજ૦

સગપણનો શિરોને હેતની પુરીઓ,
જ્ઞાનના ઘી માં તળેલી;
માયાના મેં તો માલપુડા કીધા,
દયા દૂધપાક દીધો મેલી.......આજ૦

ભક્તિનાં ભજીયાં, આરત અથાણાં,
ચિત્તની ચટણીઓ કરેલી;
ગમનાં ગીલોડાંને શાન્તિનું સુરણ,
ભાવનો ભાત સુકવેલી......આજ૦

દીનતા દાળ, કરૂણાની કઢી કરી,
હેતે જમોને અલબેલી;
ખારૂ ને ખાટું તીખુ ને મોળું,
કહેજો હું દાસી ઘેલી.......આજ૦

જળ રે જુમનાની ઝારી ભરી છે,
હીરા માણેકે જડેલી;
આચમન કીધું ને મુખવાસ દીધો,
પછી આરતી ઉતારૂં વ્હેલી વ્હેલી.......આજ૦

નિરાંતના નામથી નિર્ભય થઇ છું,
ભવની ભ્રમણાઓ મેલી;
બ્હેન માણેક કહે માતંગી પ્રતાપે,
હૈયાં રહ્યાં છે મા ખેલી......આજ૦

માણેકબ્હેન

# શ્રી માતંગી માતાજીની આરતી.

જય માતંગી માત જય જય અંબે માત
દુઃખ હારિણી તું માતા, સુખકારી મૈયા મા (૨)
ભક્તજનોનાં સંકટ (૨) ક્ષણમાં દુર કર્યા. જય.—૧

બીજ રૂપીણી માત, યંત્રે સંચરતી મા તું (૨)
તંત્ર શાસ્ત્રથી જાણી (૨) દુઃખને સંહરતી. જય.—૨

કરણાટી સૂર માર્યો, મહા વદી ત્રીજે મા (૨)
સર્વે કષ્ટ નીવારી (૨) જનને સુખ દીજે. જય.—૩

ભુજ અરાડ સુશોભિત, સિંહ ઉપર સ્વારી (૨)
મૂર્તિ મન હરનારી (૨) શોભા બહુ સારી. જય.—૪

બીજા અસુરો માર્યા, જગને સુખ કરવા (૨)
દેવોને સુખ આપી (૨) જગના ભય હરીયા. જય.—૫

મોહેરક પુર મધ્યે, પોતે તો વસીયા મા (૨)
સર્વે ભક્ત જનોના (૨) સંકટને હરીયા. જય.—૬

શિવ રૂપિણી તું માતા, સર્વેમાં વસ્તી મા (૨)
શકિત રૂપિણી થઈને (૨) જનમાં તું ફરતી. જય.—૭

તારૂં તત્વ ન જાણ્યું, બ્રહ્માદીક મુનીયે મા (૨)
નેતિ નેતિ એમ કહીને (૨) વરણી તું શ્રુતીયે. જય.—૮

પરબ્રહ્મ મહા શકિત, વિદ્યાને દેતી મા (૨)
પરાત્પરા તું શકિત (૨) જય જય માતંગી મા. જય.—૯

માતંગીની આરતી, જે કોઈ ગાશે મા (૨)
કહે નારાયણ વિપ્ર (૨) સુખ સંપત્ત થાશે. જય.—૧૦

**ના. જી. શાસ્ત્રી**

## અબોલડાં

બોલો બોલોરે માતંગી માત અબોલડા શાના લીધા રે–ટેક.

પહેલાં તો કાલુ ઘેલુ મીઠુ મીઠુ બોલતાં !
વહેલાં પધારીને મંડપમાં ઘૂમતાં !
આજે રીસાણાં શાને માત અબોલડા શાના લીધારે–બોલો.

દયાના સાગર દેવી છો દયાળુ !
મોટાને મનમાં માજી છો માયાળુ !
કરૂણાળી કૃપા નિધાન અબોલડા શાના લીધા રે–બોલો.

દુર દુરથી ભકત દોડી દોડી આવતા !
શકિત પ્રમાણે સૌ સામગ્રી લાવતા !
કરવા માતંગી સન્માન અબોલડા શાના લીધા રે–બોલો.

દીનને દયામણાં ભકત તારા વિનવે !
ચરણે પડીને માજી કેવાં કેવાં કરગરે !
ગજવે છે ગરબાને ગાન અબોલડા શાના લીધારે–બોલો.

'માતંગી ભકત'



## માતંગી ગરબો.

મા લગની તારી લાગી રે માતા માતંગી !
મા તાલાવેલી લાગી રે માતા માતંગી !

માજી તમે ખડગ ખપ્પર ધર્યાં હાથે !
માજી તે તો દૈત્યોને હણવાને કાજે.
મા ક્રોધથી દીસો રાતાં રે, માતા માતંગી; મા લગની.

માજી તમે દૈત્યો અનેક સંહાર્યા !
માજીએ અનેક દૈત્યો ચોળી રે નાંખ્યા !
કર્ણાટ જેવાને માર્યા રે માતા માતંગી. મા લગની.

માજી તમે શિવને દેખી શાન્ત પડીયાં !
માજી તમે શિવ શકિત એક રૂપ બનીયાં !
તમે માતંગી કહેવાયાં રે માતા માતંગી. મા લગની.

માજી તારે પારે પાયે ચાલી આવું !
માજી તારે કાજે ગજરા ચુંદડી લાવું;
મા ગજરા ચુંદડી પહેરો રે માતા માતંગી. મા લગની.

માજી તારા ચરણોની સેવા હું યાચું;
માજી તારા પળ પળ દર્શન હું માંગુ;
મા રાત દિવસ તને યાચું રે માતા માતંગી. મા લગની.

'માતંગી ભકત'

# માતંગી પૂજન

## સાખી

પુજન કરતાં માતનું દુઃખડાં સરવે જાય
મન વાંછિત ફળ મેળવી પાપી પાવન થાય.
ચાલો માતંગીનું પુજન કરીને પાવન થઇએ રે
ચાલો પુજન કરીને ભવસાગરથી પાર ઉતરીયે રે-ટેક.

પુજન થાળ લઇને આવો
શ્રીફળ કંકુ સાથે લાવો
ધૂપ દીપને ચંન્દન કરીને પાવન થઇએ રે—ચાલો૦

કુમકુમ કેસર આડ કરીને
હૃદયે સાચો ભાવ ધરીને
પુષ્પ માળને કંઠે ધરીને પાવન થઇએ રે—ચાલો૦

મંગળ મૂર્તિ આનંદકારી
ગુણવંતી ને રમ્ય રસાળી
દિવ્ય જયોતિનાં દર્શન કરીને પાવન થઇએ રે—ચાલો૦

વિનવે માતંગી ભકત મૈયા
પાર લગાવો હમારી નૈયા
ચરણ કમળમાં ચિતડું ધારીને પાવન થઇએ રે—ચાલો૦

'માતંગી ભકત'

૫૯

## મોઢેરા

મીઠા લાગ્યા છે મને મોઢેરાના ટેકરા (૨)
જાત્રાનું પવિત્ર છે ધામરે
અલબેલા લાગે રૂડા ટેકરા—ટેક.

પૂર્વ દિશાએ માત માતંગી શોભતાં
મોઢેશ્વરી છે જેનું નામરે—અલબેલા૦

નિહાળી વાવ મ્હારી ઠરે આંખલડી
સ્નાનથી પાપ કેરો નાશરે—અલબેલા૦

પશ્ચિમ દિશાએ રૂડું સૂર્ય મંદિર શોભતું
સુંદર એનું કોતર કામરે—અલબેલા૦

પવિત્ર જળ સૂર્ય કુંડ કેરૂ ઓપતું
ન્હાવાથી દેહ પાવન થાયરે—અલબેલા૦

યાત્રાળુ આવે ઘણા દર્શનના કારણે
તેત્રીસ કરોડ દેવ તણો વાસરે—અલબેલા૦

પશ્ચિમ દિશાએ માત કાલીકા શોભતા
પાસે છે બહુચરાજીનું ધામરે—અલબેલા

ભર જંગલમાં ભોળાનાથ બીરાજતા
મોઢેશ્વર મહાદેવ એનું નામરે—અલબેલા૦

ગામ વચ્ચે મંદિર બે દેવોના શોભતા
એમાં બીરાજે સીતારામરે—અલબેલા૦

બીજું મંદિર રૂડુ જૈનોનું શોભતું
બીરાજે પ્રભુ પારસ નાથરે—અલબેલા૦

પૂર્વ દિશાએ બે દેવોના મંદિર
ગણપતિને અંબિકા માતરે—અલબેલા૦

બાબુ કુબેર સર્વે દેવોને વિનવે
અખંડ રહે મોઢેરા ગામરે—અલબેલા૦

બાબુ કુબેર

श्यामां शुभ्रांशुमालां त्रिनयनकमलां रत्नसिंहासनस्थां ।
भक्ताभिष्टप्रदात्रीं सुरनिकर करासेव्य कञ्जाधि युग्माम् ॥
निलांभोजांशुकान्ति निशिचर निकरारण्य दावाग्नि रूपां ।
पाशं खड्गं चतुर्भिर्वर कमलकरैः खेटकञ्चा कुशञ्च ।
मातंङ्गी मा वहन्ती मभीमत फलदां मोहिनीं चिन्तयामि ॥

कालो तारा महाविद्या षोडशो भुवनेश्वरी ।
भैरवी छिन्नमस्तांच विद्या घूमावती तथा ॥
मातङ्गी सिद्धविद्या च कथिता बगलामुखी ।
एतादश महाविद्याः सर्वतंत्रेषु गोपिताः ॥

श्यामाङ्गी शशिशेखरां त्रिनयनां रत्नसिंहासन स्थितां ।
वेदैर्बाहु दण्डैरसि खेटक पाशां कुशाधराम ॥

---

## મોઢેરા મહિમા

લે.–હર્ષદરાય સુંદરલાલ મુનશી

દોહરો

તરૂવરમાં જેમ કલ્પતરૂ અમૃતમાં પયપાન,
તેમ તીર્થોમાં શ્રેષ્ઠ છે ધર્મારણ્ય પ્રમાણ.

શાર્દૂલવિક્રીડિત

જે સત્ય સુબોધ આ જગતમાં, આનંદ આપે સદા;
તે છે સત્ય જહાં જુઓ નજરથી જુઠું પડે ના કદા.
ધર્મારણ્ય પ્રસિદ્ધ સ્થાન વિલસે સિદ્ધિ પ્રદા સર્વદા;
જેમાં યોગી મુનિ તપિ ઋષિ જનો વામ્યા સહુ આપદા.

### આર્યા

દુગ્ધ હોય જળ મિશ્રિત તેમાંથી જય હંસ ખેંચી લેશે;
કાગ નર્કમહી ચંચુ ભરી ભરી કાકા વચન સદા કહેશે.
નિષ્ઠુર જનને વિચારવા કપટ ભરેલા હજાર રસ્તા છે;
જેમાં કાકા કાકા કા વાંચે તેમ તે સુમાર્ગ રસ્તા છે.
એક અંધ શ્રદ્ધાળુ વૃદ્ધ પુરૂષ નિજ મનમાં દુઃખ આણી;
સુજ્ઞ પુરૂષ પ્રતિ બોલ્યો, બની હકીકત સહીત નમ્ર વાણી.

### શિખરિણી

ગયો કાશી સ્થાને, સ્થળ સ્થળ ફર્યો દૂર નીકળ્યો;
ગુણી વિદ્વાનોમાં પ્રકૃતિ ગુણ જોવા ફરી વળ્યો.
જટાધારી કેરા પદ કમળ પૂજી બહુ ફર્યો,
તથાપિ તે સ્થાને પરમ હિત ચક્ષુ નહી મળ્યો.
ગયો રામેશ્વરમાં જગ વિદિત વિશ્વેશ્વર વિષે;
ગયો બદ્રી સ્થાને હીમગિરી જહાં ભવ્ય વિલસે.
ચતુર્ધામે ફરીયા વળી સુખદ જ્યાં તીર્થજ કંઈ;
તથાપિ નેત્રોની દુઃખપ્રદ કુવ્યાધિ નહી ગઇ.

### આર્યા

બળદ મહીષ પાડાને બબે ચક્ષુ જો કહિ ઉર આણો.
તેજ પ્રમાણે ચક્ષુ જ્ઞાન, વિનાના વ્યર્થ સકળ જાણો.

### દોહરો

મળે શાંતિ યા સંપત્તિ, વિવેક રત્ન સુપ્રસિદ્ધ;
નવ અરણ્યમાં શ્રેષ્ઠ છે, ધર્મારણ્ય પ્રસિદ્ધ.
સંપત્તિ ઘણી પ્રકારની, ધન તન સંપત્તિ સાર;
તથાપિ ષટ સંપત્તિ તણો, સમજાવ્યો વિસ્તાર.

કરે વાસના ત્યાગને શમ સંપત્તિ તું જાણુ;
ઈન્દ્રિય નિગ્રહને કહે દમ સંપત્તિ નિર્વાણુ.
સર્વ પ્રપંચની નિવૃત્તિ ઉઘરતી ઉરમાં આણુ.
શિતોષ્ણાદિક સહનતા એજ તિતિક્ષા માન.
વેદ શાસ્ત્ર ગુરૂ વચન પર હોય અસ્ખલિત ભક્તિ.
તેને શ્રદ્ધા સહુ કહે, રહે પૂર્ણ આસક્તિ.
તે પછી હોય એકાગ્રતા સમાધાન તે જાણુ;
એ પ્રકાર ષડ સંપત્તિ અલભ્ય સુખપ્રદ માન.

## આર્યા

ત્રિવિધ તાપ મુજ હૃદયે પ્રદિપ્ત થઈને તપ્ત શરીર કરે,
તે ત્રિતાપ શમનાર્થે ધર્મારણ્ય અનેક ઉપાધિ હરે.

## આશાવરી

ધર્મારણ્ય નિદ્યાન જગતમાં ધર્મારણ્ય નિદાન
નહી કો તેહ સમાન; જગતમાં ધર્મારણ્ય નિદાન.
દેવ વિષે જેમ માધવ હિતકર; વર્ણમાં બ્રાહ્મણ જેમ;
નવઅરણ્યમાં વૈકુંઠપુરી સમ; સ્વર્ગથી અધિકુ તેમ.
જગતમાં૦

આશ્રમમાં જેમ યતિ સુશોભિત; નદીમાં ગંગાપાન;
ધાતુમાં જેમ શ્રેષ્ઠ સુવર્ણ છે; વેદમાં વિલસે સામ.
જગતમાં૦

પશુમાં જેમ કામઘેનું છે; પુષ્ટિ પ્રદ ગુણવાન;
વૃક્ષ મધ્યે આસોપાલવ તેમ ધર્મારણ્ય પ્રમાણ.
જગત૦

અશ્વમેધ જેમ યજ્ઞમાં ઉત્તમ; ઐરાવત ગજમધ્ય
માર્ગશીર્ષ જેમ માસ વિષે ધર્મારણ્ય અનવદ્ય.
જગત૦

અશ્વ મધ્ય જેમ શ્રેષ્ઠ ઉચ્ચ શ્રવા, ઘાસમાં દર્ભ પ્રમાણુ;
પર્વતમાં જેમ મેરૂ વિરાજીત; ગ્રહમાં દિવાકર જાણુ.
જગત૦

તેમ છે ધર્મારણ્ય ધરા પર ધર્મ સિંધુ ભરપુર
ધન્ય સદા જે રહે તેમાં ભવ ભય વ્યાધિ દૂર.
જગત૦

## આર્યા

સદ વિચાર ઉર ધરવા તેને ગુણીજન ધર્મ શબ્દ કહે છે;
એજ ધર્મરૂપક સ્થળ ધર્મારણ્ય ધર્મ પ્રદ પ્રિય લહે છે.
નથી જીવ ઇશ્વર કે નથી બ્રહ્મ પ્રકૃતિ કૃત કદા;
જેમ ચાલ્યુ તેમ ચાલે આદિ કાળથી જગત દીસે છે સદા.
કાગ કદી નહી જાણે મુકતા કેરો સ્વાદ કદાપિ તે,
કોટી પ્રયત્ન કરે કદી મળે નહી કરી લાભ તથાપિ તે.
નિર્વિકલ્પ વૃત્તિ સહ યોગી પુરૂષ કરી શકે સમાધિ તે;
કરી ન શકે સંસારી ચંચળ વૃત્તિ હોય ઉપાધિ તે,
અમૃત સમ તવ વાણી; પ્રાશન કરતાં તૃપ્ત નથી થતો
ધર્મારણ્ય વિષેની નિશ્ચય કરશો હવે તમે વાતો.

## આશાવરી

સાંભળો દ્વિજ ગુણવાન, પ્યારા મારા સાંભળો દ્વિજ ગુણવાન;
તીર્થનું કરૂ બ્યાન પ્યારા મારા સાંભળો દ્વિજ ગુણગાન.
ધર્મ કુપ છે પુનિત સ્થાનક એક, પિતૃ મોક્ષ અભિરામ;
બકુલ સૂર્ય સ્થળ સૂર્ય કૃપાથી પ્રગટ થયું છે ઠામ—પ્યારા.

શિવ ધર્મેશ યુધિષ્ઠિર તપથી; ધર્મ વાવ્ય કહેવાય;
દેવી ભટ્ટારિકાને વળી ગણુપતિ ચમત્કાર અધિકાય—પ્યારા.

સૂર્યકુંડ અને છાયા કુંડ છે વન્હિ કુંડ સુખકંદ
નાગ કુપનો મહિમા ન્યારો જોતાં થાય આનંદ—પ્યારા.

ધારાકુપ અને દેવ સરોવર, સ્નાન કરે સુખ થાય;
ક્ષેત્રપાળના દર્શન કરતાં, પાતિક દૂર પળાય—પ્યારા.

બ્રહ્મતીર્થ રવિતીર્થ, વહ્નિરૂદ્ર તીર્થ અભિરામ
ઈન્દ્ર વિષ્ણુ તને વાયુ વરૂણુ એમ અષ્ટ તીર્થ
સુખ ધામ—પ્યારા.

વાવ્ય હિરણ્ય અને કુબેર ભુવન છે મહિમા અગમ અપાર;
અનુભવીઓ તે સ્થાન ઉપર વળી રાખે
નિરંતર પ્યાર—પ્યારા.

કૃત યુગમાં તે સ્થાનને કહેતા ધર્મારણ્ય પ્રમાણુ
ત્રેતામાં સત્ય મંદિર કહેતા નિરખો ગ્રંથ નિદાન—પ્યારા.

વેદ ભુવન દ્વાપરમાં કહેતા કળીમાં મોહેરકપુર;
નામ મોઢેરા આજ કહે છે નીરખો તમે જરૂર—પ્યારા.

## આર્યા

એક એક સ્થળનો વળી મહિમા ન્યારો અદ્દભુત છે સારો;
વિષ્ણુ સહીત શિવકેરો નિવાસ વિલસે ફલપ્રદ ચિત ધારો.

ઈન્દ્ર મરૂત અગ્નિ સહ સૂર્ય વરૂણુ આદિકનો વાસ સહી,
ધુર્જટી વરદાને કરી અષ્ટ સિદ્ધિ નિધિ ભૂમિ
પર ભવ્ય નહીં.

કુરૂક્ષેત્ર સ્થળ મધ્યે પાણીપતનું અરણ્ય કહેવાય
તેમાં પગડગ ધરતાં ક્રોધ અરિષ્યા પ્રગટ તરત થાય

સત્યુગના આરંભે બ્રહ્માએ કર્યું વિષ્ણુ તણું તપ જ્યાં
પ્રસન્ન થયા નારાયણ મન વાંછિત ફળ આપ્યું પ્રભુએ જ્યાં

ચોવીસે ગોત્ર તણા તે અષ્ટાદશ સહસ્ર શુચિ વિપ્ર થયા,
સત્વગુણી તામસી અને રાજસ ગુણ સહસા તેજ ભવ્ય રહ્યા.

કપુર સુગંધી દઇને હવા સહિત તે અલોપ થયા સહી,
તદપિ કપુરનો મહિમા સુગંધી કેરો કદાપિ જાય નહીં.

રામચંદ્ર વિજયી થઈ નગર અયોધ્યા આવ્યા કાર્ય લહી,
ઋષિ વશિષ્ઠ મુનિ વિગતે ધર્મારણ્યની વાત કહી.

### ધનાશ્રી

સમદર્શી શ્રીરામ પધાર્યા સમદર્શી શ્રીરામ,
કેવળ સુખનું ધામ પધાર્યા સમદર્શી શ્રીરામ.
દયા યુકત દ્રગ શાંત ઉલાસીત હિતકર પૂરણ કામ,
પધાર્યા૦

મોર મુકુટ કૃત કુંડલ માધુરતા અભિરામ. પધાર્યા૦
ઋષિ તપસ્વિ સમાધિમાં ધ્યાન ધરે અષ્ટ જામ; પધાર્યા૦
કવિ હર્ષદ તે નામ સ્મરંતા મળે મોક્ષ વિશ્રામ. પધાર્યા૦

### સોરઠો

સિદ્ધરાજ જયસિંહ, આવ્યો ધર્મારણ્યમાં,
પવિત્ર સ્થળ ચિત ચિન્હ, જીર્ણોદ્ધાર કર્યો કંઈક

## આર્યા

છે ભુમિ તળને માટે ધૌમ્ય મુનિયે પુનિત કહી વાણી,
જે પવિત્ર સ્થળ માટે ગ્રંથ બન્યો છે સુખદાયક જાણી.
છે સ્થળ આ કળયુગમાં, જીર્ણ થએલું ઉન્નતિ વિણ ભાસે,
શ્રદ્ધા વિણુ જન લોકો, જોઈ કાન પર હાથ દઈ નાસે.

વીસ કોસ લગી દૃષ્ટિ, ચાર તરફ ફરી વળે તેમ કરવા,
રચો પવિત્ર ભુમિ પર, સાતસેહ ગજ દુર્ગ ઉંચ કરવા.
પરમાર્થ સત્ય વૃત પર જે જન નિઃશંક પ્રીતિ થકી પગ મૂકે,
તે જન યશ અપયશની બેપરવા ધરી કાર્ય નહી ચુકે.

ગિરધરલાલ તનુજ શ્રીનથુભાઈ વકીલ સુખ રાશી,
સંવત ઓગણીસે પર પચાસ સમયે પાટણના વાસી.
ધર્મારણ્ય ભૂમિ પર પગ ધરી સુકૃત કરવા હામ ધરી,
ધનદસુજ્ઞ સુજનને ગુણી જનને મળી યોગ્ય વિનંતી કરી.

યશ કાર્ય કરવામાં ઋષિ મુનિજન નૃપ નિકટ દ્રવ્ય લેતા,
જુઓ પુરાણ વિષે પ્રિય સુકૃત જાણી ભૂપતિ ધન દેતા.
કલ્પતરૂ સેવન થકી સર્વ પ્રકારે અનેક સિદ્ધિ મળે,
તેમ કલ્પતરૂ માફક કાર્ય થાય તો અનેક વ્યાધિ ટળે.

મોઢેરા સ્થળ વાસી મોઢ જનો અગણિત પરદેશમાં જે,
તે નિજ સ્થળને જાણે વસે લાભ મેળવે વિશેષમાં જે.
રાજ્ય કોશમાં ધનની આમદ અતિશય થાય એજ ટાણે.
હિંદ ભૂમિપર જાણે ઇન્દ્રભુવન સમ સમસ્ત જન માણે.

ધર્મારણ્ય મોઢેરા જીર્ણોદ્ધારક લોટરી કરવાને,
પરવાનગી મેળવવા અરજ કરી કારજ આદરવાને.
ગુર્જરપતિ મહારાજા સયાજીરાવ નરેન્દ્ર વિજય વરજે,
યોગ્ય હકીકત જાણી પરવાનગી આપી શ્રેષ્ઠ હિતકર જે.

નિજ ધંધો ત્યાગીને લોટરી માટે પરિશ્રમ અધિક કર્યો,
નથુ ગિરધર પ્રિય જીર્ણોદ્ધારમાં આગેવાન ઠર્યો.
ધન્ય ધન્ય તે નરને આગળ પગ ધરી પરિશ્રમ કરનારા,
અહીંયા પણ તે પ્રિય છે પછી પણ પરલોકમાં થશે પ્યારા.

ધર્મારણ્ય વિષે મુજ અસલ વડીલ ત્યાં નિવાસ કરનારા,
ગાંગાયન ગોત્રોત્પતિ ઉર્વ પ્રવર મુજ શાંતિ કરનારા.
આર્ય ભૂમિ પર જ્યારે યવન યોદ્ધ પગ ધર્યા સ્થિર કરવા,
તે સમયે તે સ્થળને ત્યાગ કરી સહુ લાગ્યા વિચરવા.

જાણુતા હું પ્રથમથી ધર્મારણ્યનો મહિમા અધિક સહી,
ઉત્તર દક્ષિણ વળી પૂર્વ પશ્ચિમ સ્થળ સ્થળ જાત નહી.
પણ શ્રદ્ધા છે મુજને ધર્મારણ્યમાં નિવાસ કરવાથી,
દિવ્ય ચક્ષુ હું પામીશ પવિત્ર વાણી વિલાસથી.

ધન્ય ધન્ય દ્વિજ ઉત્તમ શ્રેષ્ઠ વિચાર તમારો સુખરાશી,
ઉપાધિ દૂર કરીને ધર્મારણ્ય સ્થળ તણાં થાઓ વાસી.
એકજ નિશ્ચય કેરાં આવરણરૂપી નેત્ર વિપ્ર પામ્યો,
કલેશ તાપ ઇત્યાદિક ત્રિવિધિ તાપનો ઢગ સહુ વિશ્રામ્યો.

ૐ ઇતિ.

---

શ્રી નથુભાઈ ગિરધરલાલ વકીલ તરફથી શ્રી હીંમતલાલ વ્રજવલ્લભદાસ વીમાવાળાએ સને ૧૯૧૧ માં પ્રસિદ્ધ કર્યું.

## માતંગી પૂજને

સૌ ચાલો માતંગી પૂજવા.
ઉગી પૂર્ણીમા આભમાં,
ને પમરે જ્યાં પ્રેમના પરાગરે;
નીકળી હું માતંગી પૂજવા! સૌ૦

મ્હોરે મનડાની મંજરી,
ને ઉમટે ત્યાં ઉરનો આનંદ રે;
નીકળી હું માતંગી પૂજવા! સૌ૦

ઓઢયું આત્માનું ઓઢણું,
ને ચુંદલડી યાદમાં ભીંજાયરે;
નીકળી હું માતંગી પૂજવા! સૌ૦

ભાલે નીતીનો ટીલડી,
ને પવિત્રતાના શણગાર રે;
નીકળી હું માતંગી પૂજવા! સૌ૦

કુંકુ, અક્ષત મેં ચોડીયાં,
ને અર્પી ત્યાં પુષ્પની માળરે;
નીકળી હું માતંગી પૂજવા! સૌ૦

ચમકે વિજલડી સેંથલે;
ને વહે છે; ગંગાના નીરરે;
નીકળી હું માતંગી પૂજવા! સૌ૦

માગું પૂજનમાં એટલું;
કે, ઉદય મોઢ જ્ઞાતીનો થાયરે;
નીકળી હું માતંગી પૂજવા! સૌ૦

ગરબો ગાઇ પોકારતી;
સૌ ચાલો મોઢેરા ગામરે;
કૂળદેવી માતંગી પૂજવા! સૌ૦
સૌ ચાલો માતંગી પૂજવા!

જોઈતારામ પંડયા

## આમંત્રણ

કે, પધારજો રૂડા આસો માસમાં રે,
કે, તેમાં નવરાત્રિના શુભ દિન;
માતાજી માતંગી દઉં છું ન્હોતરાં રે

કે, ગામની સ્ત્રીઓ સહુ આનંદ કરે રે,
કે, આનંદે ગરબા રાતે ગાય;
માતાજી માતંગી દઉં છું ન્હોતરાં રે

કે, મારી વાડીએ ફુલડાં મ્હેંકીયાં રે,
કે, તેની ગુંથેલ પ્રેમથી માળ;
માતાજી માતંગી દઉં છું ન્હોતરાં રે.

કે, તારી પુજા કરૂં હું પ્રેમથી રે,
કે, ગામમાં હવન ઉત્સવ થાય;
માતાજી માતંગી દઉં છું ન્હોતરાં રે.

કે, આભમાં ખીલતી ચંદ્રની ચાંદની રે,
કે, આવજો મારે મંદિરીએ માત,
માતાજી માતંગી દઉં છું ન્હોતરાં રે.

કે, આટલી વિનતી રામની સ્વીકારજો રે,
કે, સઘળે આનંદ આનંદ થાય,
માતાજી માતંગી દઉં છું ન્હોતરાં રે.

જોઈતારામ પંડયા

## સ્તુતિ

જયમા માતંગી મોઢેશ્વરી,
દીન જનોનાં દુઃખ હરનારી;
આદ્ય શક્તિતું દેવી જગમાં,
વંદન કરીએ તુજ ચરણુમાં.
યશ આપે તું દેવી માતંગી, જયમા૦

**માતંગી ભક્ત**

## માતંગીને આમંત્રણ

આવો આવો માતંગી માત, ગરબે હસી હસીને,
પ્યારે આવ્યાં આ સૌ બાળ, બોલો હસી હસીને. આવો.

આજે પૂર્ણિમાની રાત,
તેની તમને કહું શી વાત
ઘેલાં બાળક દર્શન કાજ, આવો હસી હસીને. આવો.

છોડી સર્વ પ્રપંચી દાવ,
ભક્તિ કરો લેવા લ્હાવ,
કરીએ કાલાં ઘેલાં ગાન, બોલો હસી હસીને, આવો૦

ભકત માતંગીના આ બાળ,
કરતાં મસ્ત બની પોકાર,
સૌનું કરવાને કલ્યાણ, આવો હસી હસીને. આવો.

**માતંગી ભકત**

## મંગળ વર્ષા

મંગળ વરસે, મંગળ વરસે, મંગળ વરસે આજ માને મંદિરીયે
જય માતંગીમા જય માતંગીમા!
જય મોઢેસ્વરી ધૂન જાગી અલખ એ, મંગળ૦
દેવને દીપાવતી, વિશ્વને ઉજાળતી
રજનીને રમાડતી, સજનીને શણગારતી;
દેવી દીપમાળ પ્રગટે.... હે; આજ માને મંદીરીયે. મંગળ૦
દીવડા ઝળકે; દીવડા ચળકે; દીવડા પ્રગટે આજ
માને મંદીરીયે, જય માતંગીમા૦
સ્વર્ગ સમીર લાવતી; સુરભીને રેલાવતી
સરસ સરસ લાગતી માજીને દીપાવતી
પુષ્પતણી માળ લટકે, હે આજ માને મંદીરીયે–મંગળ૦
ફુલડાં લટકે, ફુલડાં ઝળકે, ફુલડાં ફરકે આજ, માને
મંદીરીયે જય માતંગીમા૦
આદીશ્રી અંબિકા બાલાશ્રી બહુચરા
તુળજા તિલોત્તમા ચતુરાશ્રી ચંચળા
પડવે પ્રગટ પંડે....હે, આજ માને મંદીરીયે મંગળ૦
ભટ્ટારિકા મલકે, માતંગી ચટકે, લલિતા લ્હેકે, આજ માને
મંદીરીએ, જય માતંગીમા૦
ભાવને ભીંજાવતી; અંતર ઉજાળતી;
કળી કાલે કીમતી; અમૃતને સીંચતી
કુમકુમની વર્ષા વરસે....હે; આજ માને મંદીરીયે મંગળ૦
કુમકુમ, ઉડે કુમકુમ મ્હેકે, કુમકુમ બ્હેકે,
આજ માને મંદીરીયે–જય માતંગી મા૦

**માતંગી ભક્ત**

## મોઢેશ્વરીને

મોઢેશ્વરી છો શિરતાજ સુણો માત હમારાં
ભકતો કરે ગુણગાન મા, નિશદિન તમારાં ટેક૦

અમ અંતરે મા ભકિત કેરી જ્યોત જલાવો
તરસ્યાં અમે સૌ બાલુડાં ને પ્રેમ પીલાવો,
ભકત તમારો છું સદા ઓ માત કૃપાળા ભકતો૦

જન્મી જગે મેં મુરખે છે તમને વિસાર્યાં
જ્ઞાનના પ્રકાશે, ખોલો ચક્ષુ અમારાં,
અવનિ માંહીં આવી ફસ્યો, બતલાવો કિનારા ભકતો૦

મધ દરિએ મેં તો નાવ મૂકયું આપ ચલાવો,
દરિયે ચઢયો તોફાન મા ડુબાવો કે તારો,
ભકત માતંગીને, એક તુંજ સહારા ભકતો૦

"માતંગી ભકત"



## તું આધાર !

હવે તુજ વિના કોણ મારે આશરો મૈયા!
ઓ માત! તું આધાર, જગે માતંગી માતા. ટેક૦

તું આદ્યશક્તિ માતંગી સ્વરૂપ રાચતી,
તું જ્યોતી પુણ્ય પાવની સદા પ્રકાશતી,
તું સાચી ઈશ્વરી અખંડ જાગતી મહા,
ઓ માત! તું આધાર જગે માતંગી માતા. હવે૦

સુરેશ્વરી મહાન મુનિ દેવ વંદિતા,
કલ્યાણી વરદાયિની તું માત મંગલા,
વંદુ હું વારંવાર, કર વ્હાર ભટ્ટારિકા,
ઓ માત !તું આધાર જગે માતંગી માતા, હવે૦

માતંગી ભક્ત ભીડ પીડ નિત્ય ભંજના,
સુહાસીની પ્રસન્ન દેવી ઉર રંજના,
માંગુ હું નિશદિન તુજ દર્શન મૈયા,
ઓ માત! તું આધાર, જગે માતંગી માતા—હવે૦



## માતંગીને દ્વારે !

બાળક આવ્યોરે બાળક આવ્યોરે માતંગી તારે દ્વાર,
દયા વરસાવો, દયા વરસાવો રે મારી સામે જુઓને
લગારઃ બાળક આવ્યો રે .

ફળફુલ પ્રસાદી કંઇ ન લાવ્યો,
ભાવ હૃદમાં ખૂબ ભરી લાવ્યો;
દોડી આવ્યો છું તત્કાળઃ બાળક૦

કેમ રીઝાવું માત હું તમને,
ગમ ના પડતી કંઈમા મુજને;
કેમ રીઝાવે માને બાળ ? બાળક૦

ગા, ગા, કરતો અલખ જગવતો,
મા, મા, કરતો ધૂન મચવતો;
એજ આનંદ અપારઃ બાળક૦

કર જોડીને એકજ યાચું,
રમતો રહી તુજ મસ્તીમાં નાચું;
કરજો મારી રખવાળઃ બાળક૦

'માતંગી ભક્ત'

## દર્શન કી પ્યાસ !

માતંગી દીખા દે દીદાર, દર્શનકી મેરી મગનીઆં !
આનંદ આનંદ દ્વાર પ્રેમધૂન લાગી લગનીઆં !
દર્શનકી મેરી મગનીઆં—માતંગી૦

ત્રિવેણી તીરકા નીર તો મંગાદું,
અત્તર લગાદુ દુધસે ઝીલાદુ,
સજાદું સ્નેહે શીનગાર. હીરેકી અચ્છી કંગનીઆં—માતંગી૦

પ્રેમકા પુજાપા લઇ પાસ તેરી આવું,
ચંદન ચઢાવું, મોતીસે વધાવું,
કુમકુમ કેસર હે તૈયાર,મોતીકો અચ્છો મુગટીઆં—માતંગી૦

ઉમંગ અબીલ ગમ ગુલાલ ઉડાદું,
ગજરા બનાદું વેણી ગુંથાદું,
ફુલોકે કે હરોંકી બહાર,કાનોમેં અચ્છી કુંડલીયાં—માતંગી૦

ભાવ કે ભોજન સત્ય શ્રીફળ ચઢા દઉં,
પાન બીડે લાદું, આરતી સજા દઉં,
ચિતકી ચાદરીયા તૈયાર,સીસમકે અચ્છે પલંગીઆ—માતંગી૦

ભક્ત માતંગી કે બાલ કો બચા દો,
દર્દ કો મીટાદો. દીદાર દીખાદો,
હય વો તેરે મંગનહાર ગાતે હે તેરા ભજનીઆ—માતંગી૦

'માતંગી ભક્ત'

## ચાંદનીનો ગરબો

વરસી એ એ વિશ્વચોકની, ચાંદની જો,
દેવી મઘમઘતી પુષ્પની સુવાસ જો, વરસી૦
ઝળહળતી દીપમાળ ચોક મહીં શોભતી,
મનગમતી ધૂપતણી દીવ્ય વાસ આવતી,
મીઠા ટહૂકે છે મયૂર જો. વરસી૦
રૂડા શણગાર સજી મોઢેશ્વરી નીસર્યાં,
ગરબા સોનાના માતંગી શીર ધરી આવીયાં
ગરબો રમવાને કાજ જો, વરસી૦
પગના ઠેકા થકી તે ધીમા એ તાલથી,
ઝાંઝર ઝણુકાર થકી હસતા એ મુખથી,
ગાયે ગવરાવે રાસ જો, વરશી૦
ઉષાના રંગ જેવી સાડીઓ શોભતી,
સાડીઓની કોર અને ભાત ભલી ઓપતી,
માતંગીના ઝગમગતા મુખજો, વરસી૦
મસ્તક મુગટ અને છુટા એ કેશ છે,
વીજના ચમકાર જેમ શોભીતો વેશ છે,
જાણે ગરબા તણો રંગ જો, વરસી૦
બ્રહ્મા ને ઇન્દ્ર વળી વિષ્ણુ સદાશિવ,
નભમાં આવીને ઉભા તેત્રીસ કરોડ દેવ,
જોવા માતંગીના રાસ જો, વરસી૦
માતંગી માતાના ગરબા શા ગાજતા
રૂડા એ ગાન થકી કર્ણો શા રાચતા
ભક્તો આ મસ્ત બની ગાય જો
મોઢેરા મસ્ત બની જાય જો વરસી૦

'માતંગી ભક્ત'

૬૮

## માતાનો મેળાપ

મીઠા લાગ્યા તે મને માતના મેળાવડા
પ્યારા લાગ્યા તે મને માતાના મેળાવડા,
જોવાને જીવ તલસાય રે અલબેલી માતના મેળાવડા—ટેક.

ડગલે ડગલે ડુંગરમાં દોડતાં,
ઝાઝી ઝાડી ત્યાં જણાય રે અલબેલી. મીઠા.

ટેકરા પર જાય જ્યાં પીપળે ફરાય ત્યાં,
નાદ તો હીંડોળાના થાય રે અલબેલી. મીઠા.

મોઢેરાના ચોકમાં ભક્તોના થોકમાં,
ગુણ તો માતંગીના ગવાય રે અલબેલી. મીઠા.

સામેના ગોખમાં બેઠા મા શોખમાં
ઝળહળતી જ્યોત ત્યાં જણાય રે અલબેલી. મીઠા.

સૂર્ય મંદિર લાગે અનેરાં
સૂર્યનો કુંડ દેખાય રે અલબેલી. મીઠા.

રહેજો હ્રદયમાં એવું છે મનમાં
ભકત માતંગી ગુણ ગાયરે અલબેલી. મીઠા.

**'માતંગી ભકત'**

## ધર્મારણ્ય ધામમાં !

મીઠા મોર ટહૂકે છે મોહેરક ધામમાં,
ધર્મારણ્ય ધામમાં મોઢેરા ગામમાં, મીઠા૦

આજુબાજુ ઘોર ઘટા મંડપની ઓર છટા,
હરીયાળી પુષ્પ લતા ઉજીયાળી દિવ્ય પ્રભા,
મોઢેશ્વરીના ચોકમાં વાવડીના ગોખમાં, મીઠા૦

વર્ષાના વિલાસી રાજ, માથે મુગટ કલગીદ્વાર,
ટહૂક ટહૂક કરીને નાચ, પ્રેમથી બીરાજે માત
મોઢેશ્વરીના ચોકમાં વાવડીના ગોખમાં, મીઠા૦

નાચો નાચો પ્યારે નાચ, કરી કળાને ખૂબ નાચ,
વીણા હાથ વેદ સાથ, માત કરત દીવ્ય ગાન
મોઢેશ્વરીના ચોકમાં વાવડીના ગોખમાં, મીઠા૦

સંત મુનિ ધરત ધ્યાન વેદ વચન કરત ગાન,
સકળ જગત ને બ્રહ્માંડ, શરણુ ચરણુ બ્રહ્મનામ,
અંતર ઉંડાણુમાં હૈયાની કુંજમાં મીઠા૦

"માતંગી ભક્ત"



ૐ

## ગુણગાન

આવો, ગાવો માતંગી ગુણગાન,

આજ સહુ દીલડામાં પ્રગટાવો તાન,— આવો, આવો૦

ચારે દિશાઓમાં મૈયાનો સાદ

વાટે ને ઘાટે અંબાનો નાદ

થડકંતી નાડીઓમાં માતંગીના ગાન—આવો, આવો૦

બ નો મૈ યા મ સ્તા ન

કરો માતંગી રસ પાન

ત્યારે તમને થાશે સાચું જ્ઞાન

કરો ભાવભીની ભક્તિએ માના સન્માન.—આવો, આવો૦

માતંગી મૂર્તિ મંગળ નિહાળો

ભકિતની છોળો રંગ-રંગ ઉડાડો

ભક્ત માતંગીને મળે સેવાનાં દાન.—આવો, આવો૦

"માતંગી ભક્ત"



## જાગો માતંગી

તમે જાગોરે માતંગી મા, રૂમાજી વાણેલા વાહ્યાં
મુખ જોવા સુરીવર મુની આવ્યા, દોડયા ધસ્યાં આયા. તમે૦

યોગી ઉઠીને યોગ સંભાળે ગુણીજન ગાયા
ભામિનીએ ઉઠીને રે, વહેલાં વલોણાં સાહ્યાં. તમે૦

જાગી જગત જનેતા જુગતે, ત્રીભુવન રાયા
નિરખી વદન સુંદર સૌ હરખ્યાં, નથી પડયા પાયા. તમે૦

જય જયકાર હુવારે જગતમાં, નવવિધ સૌ પાયાં
કહે દેવીદાસ, શક્તિને સેવા, સમરે સુખ થાયા.

દેવીદાસ



## માના ઉપકાર

બહુ તારા ઉપકાર માતંગી બહુ તારા ઉપકાર
ગણુતા ન આવે પાર માતંગી બહુ તારા ઉપકાર;
ખાવા નહોતું ખાવા આપ્યું, કરૂણા અપરંપાર,
હતી આશ નવ એક તણીમા, આપ્યો તે ભંડાર. માતંગી.

હતું ન કોઈ વિશ્વમાં મારૂં કે ઇ ન કરે બરદાસ;
અમી દષ્ટિ અંબાની થાતાં દુનીયા બની ગઇ દાસ. માતંગી.

સામું ન જોતું દૃષ્ટિ મળતાં આવી કરે સલામ;
ગણુના હતી ન જરીએ મારી કહે હવે આવો આમ. માતંગી.

યાદ કરતાં અદૃશ્ય આવી કરતી મા મુજ કામ;
નજર કરી મા મુજ પર જ્યાં તે નજર કરે છે તમામ. માતંગી.

પારે આવી પાએ પડીઓ આંસુ લાવી આંખ;
કોડે કર સાહીને ઉઠાડયો, અંતર પુરતું શાખ. માતંગી.

પાપ તાપને દહન કરીને હરી લીધુ અજ્ઞાન;
આનંદ કર મુકી શિર પર અંતર ભરીયુ જ્ઞાન. માતંગી.

પૂર્વ જન્મના કર્મો કાપ્યા, આ ભાવ હર્યો સંતાપ;
શાંતિ ભક્તિ રગરગ સિંચી લીધુ મનનું માપ. માતંગી.

માની તોલે કોઈ ન આવે ઘડી ઘડી કરતી માફ;
ચુંટી ખણીને ચાનક આપે અદલ તારો ઇન્સાફ, માતંગી.

પ્રથમ જન્મ આપ્યો જનનીએ પછી બતાવ્યોબાપ;
તાત લઇ કોડે મા કરથી લાડ કરે જ અમાપ. માતંગી.

બાપ બીજો વા જગનો પહેલી મા મીઠી અમૃતધાર;
અનુભવ લઈ કહે છે દેવીદાસ જપો માતંગી માત. માતંગી.

દેવીદાસ

## માતંગીને

ભક્ત પરે દયા લાવો રે, માતંગી મૈયા ભક્ત પરે
દયા લાવો. ટેક.

માજી વિના સંકટ આવું, ભવસાગર ગોથાં ખાવું
વારે જગદંબા આવો આવોરે માતંગી મૈયા.

કોઇને માત લાગે સારી, દુષ્ટને લાગે ખારી
મારે મન માજી પ્યારી પ્યારી રે માતંગી મૈયા.

કોઈ કહેશે સ્વર્ગ સારૂ કોઈ કહેશે જગત સારૂ
મારૂ મન માજી ન્યારૂ ન્યારૂ રે માતંગી મૈયા.

માતને તાત છો મારાં ભ્રાત અને ભગિનિ મારાં
સર્વમાં એક અંબે અંબે જાણું રે માતંગી મૈયા.

બાળક તારો માજી રે છે તું જ ચરણે યાચી
પ્રસન્ન તે જગદંબા થાઓ થાઓ રે માતંગી મૈયા.

**માતંગી ભક્ત**

## માતંગીને આમંત્રણ

માતંગી પધારો મારે આંગણે, મારૂ ચિતડું એમ ચાહ્ય છે
કુમકુમ અને કેસર થકી પુજન તમારૂ કરાય છે. માતંગી.

ફુલમાળા શોભતી જુઈ જાઇને ગુલાબ છે
અમે ફુલડે જ વધાવીશું પુજન તમારૂ કરીશું માતંગી.

ભક્તો સૌ ભેગા થયા તમારી વાટડી જોવાય છે
શુભદિન આજે માહરો પુજન તમારૂ કરીશું માતંગી.

ભકતજન સહુ પ્રેમથી, મા ગુણ તમારા ગાયીશું
સૌ બાળકો ટોળે મળી પુજન તમારૂ કરીશું માતંગી.

**માતંગી ભકત**

## આવી કરજો સહાય

જીવન ઝોલાં ખાય અમારૂં જીવન ઝોલા ખાય ટેક૦
આપ બચાવો એમાંથી મૈયા અંતર બહુ અકળાય અમારૂં.

ભવસાગરમાં નૌકા મારી ડગમગ ડગમગ થાય
શાણો સુકાની પણ સોચવા લાગ્યો પાર કેમ જવાય અમારૂં.

ખટ શત્રુઓ ખંત ધરીને મારી પાછળ ધાય
બચવું માતંગી મા શી રીતે તેથી, આવી કરજો સહાય અમારૂં.

હીંમત હારી બેઠો મૈયા એકે નથી ઉપાય
કહે રત્નો મા આપ કૃપા વિણ તુજ પદ કેમ પમાય અમારૂં.

'રત્નો'

## માતંગીને શરણે

જય જય ગિરીરાજ કુમારી કરે સ્તુતિ મા વેદ તમારી !
લીલા તમારી ન કળ્યા ત્રિપુરારી, માત માતંગી ભવ ભયહારી;
ચરણ શરણ તવ અતિ સુખકારી મંત્ર નવાર્ણ પાવનકારી.
તું સચરાચર છે માતંગી, વ્યાપક નામ જગે શ્રી માતા;
ઐં બીજ ઇંદુને જાણ્યું હ્રીં બીજને સુરજ પ્રમાણું.
કલીં બીજ પાવકની જ્વાળા ધ્યાન ધરે મા સેવક તારા;
શેષ મહેશ પ્રુજે તવ કોપે હરિ બ્રહ્માદિક ધ્રુજે પ્રકોપે.
કરમાં ત્રિશુળને ખડગ ઓપે અર્ધચંદ્ર લલાટે ઓપે;
ચંડ મુંડ દાનવ તેં માર્યા રક્ત બીજ સમ રીપુ સંહાર્યા.
નમું નમું હું માત માતંગી શરણાંગતને લેજે ઉગારી !

**માતંગી ભક્ત**

# હાથ મારો મુકશો મા !

દીન દયાળી માતંગી મૈયા હાથ મારો મુકશો મા
હાથ મારો મુકશો મા હાથ મારો મુકશો મા
દીન દયાળી૦

આ મહા ભવસાગરે ભગવતી હું ભુલો પડયો છું
અખીલ વિશ્વની ભુવનેશ્વરીમાં આ તક ચુકશો મા
દીન દયાળી૦

ઓથ માજી આપની સાધન વીષે સમજુ નહીં હું
પ્રાણ પાલક પોત જોઈ શંખ આખર ફુંકશો મા
દીન દયાળી૦

માત તાત સગાં સહોદર જે કહું તે આપ મારે
હે કૃપામૃતના સરોવર દાસ મારૂ મુકશો માં
દીન દયાળી૦

શરણ દેવીદાસનું છે ચરણ હે જગદંબા તારૂં
અખિલ ભુવનેશ્વરી આ સમયે ખોટે મસે પણ ખુટશો મા!
દીન દયાળી૦

દેવીદાસ

## માડીની વાટ

ઉઠોને ભટ્ટારિકા સહાય કરો માતંગી મા ઉંઘ તને
આટલી શીદ આવે !
સુખ શૈયાપર શાંતિથી પોઢીયાં,સ્મરણ સેવકનું કાન ના આવે
ઉઠોને૦
માત તું માહરી શરણુ છે તાહરૂ અવર પાસે જઈ કેમ યાચુ,
ભકિત ઘો આપની કર શીરે સ્થાપજો શરણુ ત્હારૂં
હું તો નિત્ય માગુ
ઉઠોને૦
હાલવું ચાલવું આપ પ્રતાપથી, હુકમ વિણુ પાન કેમ હાલે,
પુરૂષ પુતળા સમો શકિત વિણુ તે ગણો, આપ આવ્યા
વિના કેમ ચાલે
ઉઠોને૦
જીંદગી જાય છે રોજ આળસ મહી ભજન ના ભાવથી
આપનું થયો,
માર માયાનો પડે યમ ઘરે જવું પડે, એ વખત
આવી કે કોણુ સ્હાયે.
ઉઠોને૦
ભવભય ભાગવા કષ્ટને કાપવા, યાદ કરતાં તું તો દોડી આવે,
શાંતિને સ્થાપવા ક્રોધને ટાળવા માતંગી અંતરે આજે આવ
ઉઠોને૦
કયાં ગયાં કયાં ગયાં શોધી સેવક રહ્યો, આટલી વાર
તમોને કેમ લાગી
દંતધાવન કરી સ્નાન સુખે કરી,વસ્ત્ર ધારણુ કરી આવો માડી,
ઉઠોને૦
આપનોબાળરત્નો કહે કરગરી અર્જ સુણુતાં તમો દોડી આવો
વાટ વાહન તણી મા જુઓ ના ઘડી લાજ જાતાં તમે
વેગે આવો.
ઉઠોને૦

**માતંગી ભકત**

૭૭

## માતંગી મૈયા

દયાળુ મોરી માતંગી મૈયા, મેરી શુદ્ધ લેના !
મેરી શુદ્ધ લેના મૈયા મેરી શુદ્ધ લેના ! દયાળુ૦

સોનેકા સોનૈયા નાહી, રૂપેકા રૂપૈયા નાહી !
કોડી દમડી પાસ નાહીં કહાં જાકે કહેના ! દયાળુ૦

માતા નાહી પીતા નાહી ઓર જોડી બાંધવ નાહી !
એસા કોઇ ગુરૂ નાહીં કહાં જાકે કહેના ! દયાળુ૦

કહેત દેવીદાસ, છોડીદો પરાઈ આશ !
માજીકી પારે જાકે, માતંગી મૈયા કહેના ! દયાળુ૦

**દેવીદાસ**



## મારી ઝુંપડીમાં

આવો મારી ઝુંપડીમાં, આજ માતંગી મા,
પાવન કીજે તારા ભકતને. ટેક.

કોણ જાણે મારી આપ વિના દાઝ !
કરશો ના મને નિરાશ પાવન કીજે તારા ભકતને,
નથી આસન રૂડુ માજીને બેસાડવા નથી ષડ રસ
ભોજન જમાડવા
મારો સ્વીકારો રોટલો ને છાશ મારી માડી. પાવન૦

મારી પાસે ન દિવ્ય વસ્ત્ર માજી તને આપવા,
નથી પુષ્પહાર કંઠે આરોપવા
માને પુષ્પહાર, અર્પુ તુચ્છ ઘાસ મારી માડી, પાવન૦

હું છું દુર્બલ ન ચરણમાં કાંઇ મુકવા
મુકુ માથું પગે આપને રીઝવવા
જો જો ભાવ જોશો સામગ્રી ન ખાસ મારી માડી, પાવન૦

નથી મારે વૈભવો માજી પાસે માંગવા ઇચ્છુ સામર્થ્ય,
ન આપથી માંગવા
યાચું એજ રાખો નિત્ય ચરણુ કમળ પાસ મારી માડી
પાવન૦

**માતંગી ભક્ત.**

## ગરબી

શુદ્ધ જળથી માતંગીને નવરાવીએરે !
કુમકુમ અક્ષત અને પુષ્પોથી વધાવીએરે !
અંતરમાં આસન આનંદ થકી આપીએ;
શોભિત સિંહાસને માને સ્નેહ થકી સ્થાપીએ.
અલંકારોથી માતંગીને શણગારીએ, કુમકુમ.

શ્રદ્ધા સુગંધ ભર્યો ધુપ પ્રગટાવીએ,
આત્મજ્ઞાન દીપતણી જ્યોત પ્રજવાળીએ;
મનમેવા નૈવેદ્ય ધરાવીએ. કુમકુમ.

શિવ અને શકિતને એક રૂપ માનીએ,
આદ્ય શક્તિ છે સ્વતંત્ર શાસ્ત્રથી પીછાનીએ;
માત કર્તા હર્તા છે એ પ્રમાણીએ. કુમકુમ.

અષ્ટાદશ ભુજાવાળા માતંગીનું ધ્યાન નિત્ય ધરીએ,
વખત વધુ મંત્ર પાઠ ભકિતમાં વધારીએ;
દાન પૂણ્યેથી જીવન સુધારીએ. કુમકુમ.

નવરાત્રિની મીઠી મોજ આવીને રોજ માણીએ,
શ્રીમાળીના ભકતો સર્વે સાથ પગે લાગીએ;
શ્રીમાળીની સેવામાં આખી રાત જાગીએ. કુમકુમ



## અંતરનાદ

મા મા મુજ અંતરનાદ માતંગી.
પહોંચે બ્રહ્માન્ડે તને સાદ ભટ્ટારિકા.
અનહદ નાદ એ વ્યાપો આ અંગમાં સોહમ્ સોહમ્
શ્વાસોશ્વાસ

એ હું તે તું મા અહં બ્રહ્માસ્મિ તત્ત્વમસિ તું પ્રકાશ.;
નાદ બ્રહ્મ ૐ હ્રૂીં ધુન ઉઠી રહી સત્ય તુંહી શૂન્ય સંસાર.
લક્ષ્ય અલક્ષ્યની જ્યોતિ મહાવિદ્યા માયા શકિત રૂપ સાર;
ચિન્મય ચેતન ચિત્તિ પ્રકૃત્તિ ચૈતન્ય રૂપ કહેવાય.
માયા બુદ્ધિ જીવશિવ પ્રતિબિંબ તું સ્થુલને સુક્ષ્મે છવાય;
દક્ષિણ ચક્ષુ બ્રહ્મવામ ચક્ષુ તુંહી ભ્રકુટી મધ્ય શિવવાસ,
શિવા સ્વરૂપે તું સુહાવે પિંડે બ્રહ્માન્ડે મહાકાશ,
ઘટઘટ વ્યકિત ભગવતી શકિત માતંગી તું પ્રગટ માત;
માયા મોહિની સ્વરૂપ મોહીની દુઃખ દોહીની રળીયાત,
મંત્ર એકાક્ષર બ્રહ્મ સ્વરૂપનો બીજ રૂપ છે ૐકાર.
શકિત સ્વરૂપનો મંત્ર એકાક્ષરી હ્રૂીં બીજ છે જયકાર;
શાસ્ત્ર પુરાણને શ્રુતિ વેદાંતનું ગુપ્ત ને મહાગૂઢ સત્વ.
ભકિતમુકિતમાં મંત્રોને બીજમાં મા મા છે ઉત્તમ તત્વ;
મા મા અંબે મા મા માતંબી મમ માયા વિસ્તાર,
જાણી પરમાણી ભણે દેવીદાસ મા મા ઉતારો ભવપાર.

**દેવીદાસ**

## માતંગીનાં બાળ

અમારી લેજો માતંગી સંભાળ, અમે છીએ તમારાં બાળ !
અમારામાં નહીં કંઈ જ્ઞાન અર્પો શું વિદ્યાનું દાન.
જવા દેશો વિચાર એવા થશે અમોથી કામ. અમારી.

સાખી

બાળપણથી મોટા કીધાં દુઃખ ભયંકર ટાળી દીધાં
એવી રીતે રાખજો આ દીન ઉપર બહુ ધ્યાન
પાપ અમારા સર્વે કાપો ભક્તિ હ્રદયમાં
નિશદિન સ્થાપો
જેથી આપના નામના કંઈ શુભ જપાયે જાપ. અમારી.
દ્વેષ કલેશ આવે ન જરીયે આપ નામથી
આનંદ કરીએ.
કહે દેવીદાસ માતંગી કૃપા કરીને શરણે રાખો આપ.અમારી.

**દેવીદાસ**



## માતંગીનો આશરો

મા જેવો તેવો છું તમારો શ્રી માતંગી માઈરે મા
જેવો તેવો છું તમારો
શ્રી અંબે આઇ રે શ્રી બહુચર માઇ રે
મા જેવો—

મા કામી ક્રોધી માયા લોભી જગમાં છું ધુતારો.
એક નામનો આશરો તારો મા (૨) તેને કહેવાયો સારો !
શ્રી માતંગી માઇ રે શ્રી બહુચર બાઇ રે શ્રી અંબે આઇ રે !
મા જેવો—

વાત કરી મેં સર્વે ખોયું અવગુણ મનમાં ન આણો રે
પેલા ભવની વાત શું ભણું મા (૨) આ ભવપાર ઉતારો
મા જેવો—

પર દ્રોહીને પર હત્યારો પર ધનને હરનારો રે !
પર નારી શું રંગે રમતો (૨) અવળાં આચરણ આચરતો.
મા જેવો.—

અવર ન રાચુ તમને યાચુ પાલવ ઝાલ્યો તમારો રે !
ભવ સાગરમાં ડુબી રહ્યો છું (૨) મને બતાવોને આરો !
મા જેવો—

અડસટ તીરથ સર્વે જોયાં માજીનો પ્રત્યક્ષ પારો રે !
અમ રંકને આધાર આપો (૨) આવ્યા વિઘ્નને વારો !
મા જેવો—

અવગુણમાં હું સર્વે ભૂલ્યો જીવ પડયો છે ન્યારો !
તારા ભકતોની વિનંતિ રે મા (૨) આવા ગમનને ટાળો !
મા જેવો.—

**માતંગી ભકત**

# માતાજીના મહિના

કારતક માસે માત કાલિકા પાવાગઢ પર બિરાજતી !
કૃષ્ણ સ્વરૂપે કાળી કહીએ મધુરસ મોરલી બજાવતી.
માગસર માસે માત માતંગી નવખંડ જુગમે તુમ વ્યાપી !
દેશ દેશમાં ગોખ બનાવ્યા મહોર છાપ તેરી લાગી.
પોષ માસે પાર્વતી કહીએ શંકર પર છાયા ધરતી !
વૃષભ વાહનની સદા કલ્યાણી શીર પર ગંગા બીરાજતી.
માહ માસે મહામાયા કહીએ માયા જગતમેં તુમ વ્યાપી !
નવ દીન નવરાત્રી ખેલે મહોર છાપ તેરી લાગી.
ફાગણ માસે ફગાવા ખેલો ભરભર ઝોરી ગુલાલકી !
ચુવા ચંદન ઓર અરગજા ભરલો મટકી કેશરકી.
ચૈત્ર માસે માસ ચંડીકા ચામુંડા નામ ધરાવતી !
ચંડ મુંડ કો માર ચલી મા ચોસઠ ખપ્પર ધરાવતી.
વૈશાખ માસે માત સીંધવાઈ હાથ લીયા મધુકા પ્યાલા !
સબ દૈત્ય કો માર ચલી મા કીયા દેવ કા રખવાળા.
જેઠ માસે જુગત અંબા કહીએ જે જનેતા જુગતનકી !
ગરીબ ગરબા યાદ કરતા વારે ચઢજો ભકતનકી.
અષાડ માસે આદ્ય ઈશ્વરી આરાસુરમાં બીરાજતી !
દેશ દેશના સંઘ જ આવે શીરપર છત્ર ધરાવતી.
શ્રાવણ માસે માત ભટ્ટારિકા ધર્મારણ્યમાં બિરાજતી !
ધન્ય ભાગ્ય ભકતનકો કહીએ શ્રીમાતા નજરે નીરખી.
ભાદરવા માસે માત ભદ્રકાલી વારે ચઢજો ભકતનકી !
ખીર ખાંડ ઓર ખાજાં જલેબી મા નૈવેદ્ય કરલો જુગતી.
આસો માસે આઇ બહુચરા મા કીયા ભકતનકા રખવાલા !
કાલીરાતના સાધન કરલો દીવાળીકા દીન થોડા.
પુરણ માસ પુરસોતમ કહીએ સંત ઉદરસે હે જ્ઞાની !
સનમુખ હોકે વલ્લભ બોલે બહુચર મા નજરે ભાળી.
બહુચરબાળી તુમરખવાળી બાર માસ તોરી છબી ન્યારી !
સદા મગન રકતન ભકતનકો આચરશે લાગે તાળી.

**વલ્લભ ભટ**

## માની ચુંદડી

માની ચુંદડીનો રંગ લાલ માતંગી માની ચુંદડીનો
રંગ લાલ

તેને ફરતી છે ઘુઘર માળ　　　　માતંગી૦
માંહી બુટ્ટા ભર્યા લાલ ભાત　　　　માતંગી૦
કરૂં ચુંદડીની શી વાત　　　　માતંગી૦
જીત્યાં બ્રહ્માંડ ચૌદ માય　　　　માતંગી૦
જેના ગુણ ત્રણે લોક ગાય　　　　માતંગી૦
દીસ ઘુઘરીમાં તેત્રીશ કરોડ　　　　માતંગી૦
તેની કયાંઈ મળે નહીં જોડ　　　　માતંગી૦
વચ્ચે શિવને શકિત બિરાજે　　　　માતંગી૦
ને ૐ કાર રૂપે બિરાજે　　　　માતંગી૦
શિવ બ્રહ્મા વિષ્ણુ ગુણ ગાય　　　　માતંગી૦

**માતંગી ભકત**



## માતંગીના ચરણ કમળમાં

ઉઠ પ્રભાત માતંગી કે ચરણ કમળ ધ્યાઉં !
મનકો નિજ સાથ સાથ ધર્મારણ્ય લે જાઉં.
માતંગી છબી લલીત દેખ લોચન ફલ પાઉં, !
મનસે કર મંત્ર જાપ જીવન સફલાઉં.
પ્રેમગંધ પૂર્ણ પ્રાણ પુષ્પ લે ચઢાઉ !
ગાયનમેં ગૂંથગૂંથ નાના માતંગી ગુણ ગાઉં.
ભાવ ભરે ભોગ લગા આનંદ જલ પાઉં !
વિષયોંકી બાતી જલા આરતી કલપાઉં.
અનહદ કે દશ ભ્રમર બાજે બજવાઉં !
ચંડીપદ પૂજ પૂજ પલ પલ શિર નાઉં.
દક્ષિણામેં સ્થૂલ સૂક્ષ્મ સર્વસ અરપાઉં !
શ્રીહરી ફીર જન્મ મરણ લેકર નહીં આઉં.



## શ્રીભટ્ટારિકા

જયતિ વાગ્વેશ્વરી જયતી ભૂવનેશ્વરી જયતી વિશ્વેશ્વરી
દેવીભટ્ટારિકે !
જયતિ શ્રીસુંદરી ત્રિપુર પુરમાલિકે વિશ્વ સંચાલીકે
કાલકાલે !
દશમયી ગુણમયી ત્રિગુણ ગુણ જાલીકે સાલીકે તિમિર
નાશિની તમાલી !
તાર સરપાર સરપાર સારિણી પરા પરમયી એક તું
દેવી ભટ્ટારિકે !
શ્રીપરાશક્તિ શકત્યંગ ગુણ ધારિણી અમલ રવીકોટી
સમકાશધારી !
અસ્તિ અસ્તિત્વ પર માન મખ માનીની દેવશિવ
સિદ્ધિસંકાશીશાલે !
રૂપકી ભાવના કોન વર્ણન કરે શારદ શેષ બ્રહ્મા ન વિષ્ણુ.
હૈં અલંકાર જો દિવ્ય ધારણ કીયે બીજકુર ભાવ
કમનીય જાલે !
સર્વ વર્ણન સહીત હ સદા પૂર્ણ ભકત મોતી બને
સ્તવનમાલા !
હૈ યહી આચરજ સમઝમે આવકસ ગુણ ગણાતીત
ધર એક માલે !

**માતંગીભક્ત**

## તુમ્હી હો

ॐकार आदि मंत्रोंकी ईश्वरी तुम्हीं हो !
ऐं अम्ब अर्ध मात्रा शिर पर धरी तुम्हीं हो !
ह्रीं बिंदु नादिनी हो कामेश्वरी रमा हो !
क्लीं शून्य रूपवाली मेधा दया क्षमा हो !
चा म्येय गौर आभायुत देहधारीणी हो !
मुंडादि दानवोंकी प्राणापहारिणी हो !
डाढें कराल धरती तुम उग्र कालीका हो !
यैसी विभक्ति रूपी तम शब्दपालिका हो !
विद्या तुम्हीं परा हो आनंदकारीणी हो !
रतन हो हरि हरादिक के नामधारिणी हो !

માતંગીભક્ત



## અંતરની ભાવના

સૌનું કલ્યાણ કરો મારી માતંગી મા સંસાર સાગરમાં
ગોથા ખાયરે

માતંગી માત જ્ઞાનરૂપી જ્યોતિ પ્રગટાવજો
મનડાના મોહ મારા માતંગી મીટાવજો
તનડાના તાપ ટાળી નાંખજો માતંગી.

પાપ પ્રપંચ મારા મનના મીટાવજો
કૂડ કપટ કાઢી નાંખજો માતંગી.

ઉત્તમ સત્સંગ મારા માજી મને આપજો
ભક્તિના પંથે સદા દોરજો માતંગી.

વ્હાલા અળખામણાના ભેદને તજાવજો
બંધન હમારા તોડી નાંખજો માતંગી.

અજ્ઞાન રૂપી મારા ઉભરા શમાવજો
ભક્તિરૂપી ગંગા વહેવડાવજો માતંગી.

દર્શન કાજ ભક્તો માજી પાસ આવતા
નિર્મળ હમારા અંતરની ભાવના માતંગી.

**માતંગીભક્ત**



## એક સહારા

સુના હે માતંગી તેરા નામ દીનોકા એક સહારા હે !
તુમ્હે જીસને ભી અપનાયા ઉસે તુમને ઉગારા હે સુનાહે. !

તેરે સુમરીનમેં સુખ હે શાંતિ હે જગદંબ બલધારી;
તેરે ચરણોમેં આકર મુકત હો જાતે હે સંસારી ! સુના.

જગતકે શોક સાગરકા તુ હી કેવલ સહારા હે;
તુઝે જીસને ભજી મૈયા ઉસીકો તુમને તારા હે ! સુના.

તુંહી હે પ્રત્યક્ષ સંસારમેં હર એકકે મનકા;
ચકોર પ્રેમકા ઓર ચાંદ હે તું ઉનકે જીવનકા ! સુના.

તરી સુરતર મતવાલે બુરે મૈયા ભલે હે હમ;
મગર દીન રાત કહેતે હે તેરે હય હમ તેરે હય હમ ! સુના.

તેરી ભકિતકી મસ્તીમેં સદા ગુલતાન રહતા હે;
તેરાહી નામ લે લેકર ભકતજન જીવન વિતાતા હે ! સુના.

સુના હે તું ઉસ્તકી હે, તુંજે જીસકે પુકારી હે
મેરા તનમન સભી બલીહારી અય જગદંબ તુમ પર હે! સુના.

**માતંગી ભકત**



## સ્તુતી

નયનોમાં સદા વસજે કર્ણે સાદ પણ દેજે !
ત્રિવિધતાપ હરનારી માતંગી માત તું મારી !

જીભલડી નામમાં લેજે કરોમાં પાવડી દેજે !
બનાવો પ્રેમ પુજારી. માતંગી.

અક્ષત કુમકુમ ચઢાવું ફુલોના હાર ધરાવું !
અબીલ ગુલાલને ઝારી. માતંગી.

પુજાએ પાવડી કીધી માતંગી માને નીરખી !
બીરાજે ગોખમાં માજી. માતંગી.

મોતીના હાર કંઠે છે સૂર્યના તેજ મુખે છે !
શોભા તારી અતિ સુંદર. માતંગી.

ઓઢી તેં કેશરી સાડી નાકે છે વેસરીવાળી !
દીસે છે રૂપ તો ભારી. માતંગી.

કનકના કુંડલો કાને મોતીના હાર છે માને !
કાયા સુંદર દીસે તારી. માતંગી.

નીહાળો ચુંદડી અંગે દીસે છે માત નવરંગી !
ભલા શણગાર ને ચાંદલો. માતંગી.

સિંહ ને વાઘપર સ્વારી ગરૂડને હંસ પર સ્વારી !
ઐરાવતને નંદી પર સ્વારી. માતંગી.

હસતે ખડગ ત્રિશૂળ ધારી કપાળે ચંદ્ર ચમકે છે !
કીધી છે આડ સીંધુરની. માતંગી.

અખંડ બ્રહ્માંડમાં વ્યાપી માતંગી આદ્ય તું શક્તિ !
પ્રગટે જ્યોત પણ તારી. માતંગી.

સકળ વિશ્વની માયા જગે જગદંબની કાયા !
હરિહર રૂપને વારી. માતંગી.

સુરજને સોમ પ્રકાશે, તત્ત્વમાં તું સદા ભાસે !
તત્ત્વથી પાર રહેનારી. માતંગી.

નિર્ગુણ સગુણ છે સ્વરૂપ પ્રગટ કે ગુપ્ત તારૂં રૂપ !
રિદ્ધિ ને સિદ્ધિ ન્યારી. માતંગી.

એકાગ્રહ વૃત્તિને ઠારી માતંગીની મૂર્તિ લે ધારી !
જુએ છે કૃપા દ્રષ્ટિથી. માતંગી.

અંતરે વાસ છે તારો દર્શનનો લાભ દેનારો !
શ્વાસેશ્વાસ રહેનારી. માતંગી.



## માતંગીના પુજને

માતંગી ભટ્ટારીકા માવડી પુંજુ તમારી પાવડી
વરસી જાતાં વારશી!— હો માતંગી.

તારૂ દહેરૂ ગગનમાં ગાજે છે લાલ ધજા ફરકે છે
દરવાજે નોબત વાગે છે— હો માતંગી.

નરનારી દર્શન આવે છે બરફી પેંડા લાવે છે
મારી માને ભોગ ધરાવે છે— હો માતંગી.

સુર અસુરને માર્યો છે અખેચંદને તાર્યો છે
ભક્તજનોને ઉગાર્યો છે— હો માતંગી.

મોઢેરા જાઉં મુશ્કેલ છે ભકતોને મન સહેલું છે
ત્યાં તો લીલા લહેર છે— હો માતંગી.

ધર્મારણ્ય માનું જોયું છે મનડું મારૂં મોહ્યું છે
ત્યાં રે'વા દીલ દોડયું છે— હો માતંગી.

મૂર્તિ સુંદર શોભે છે, કાનોમાં કુંડલ ઓપે છે
જોઈ મનડું મારૂ લોભે છે— હો માતંગી.

મોર મુગટ પર બલીહારી કાનોમાં કુંડલ જાઉં વારી
તારી સિંહ ઉપર છે અસવારી— હો માતંગી.

જે ધર્મારણ્યમાં જાય છે ધર્મેશ્વરીમાં નહાય છે
તેને માતાના દર્શન થાય છે— હો માતંગી.

જે મોઢેરામાં જાય છે સૂર્ય કુંડમાં નહાય છે
તેના પાપ નિવારણ થાય છે— હો માતંગી.

માજી ચોક વિશાળ છે આઠમે હવન થાય છે
શ્રીફળ ત્યાં હોમાય છે— હો માતંગી.

દુઃખડા હમારા કાપોને સદ્બુદ્ધિ અમોને આપોને
આ ભવના બંધન કાપોરે— હો માતંગી.

અભિમાન જે કોઈ રાખે છે ઉપરથી નીચે નાખે છે
જીંદગીની ખો ભુલાવે છે— હો માતંગી.

દાસ કહે બેઉ જોડી હાથ સોની દોરી તારે હાથ
ભકતોની રાખો છો લાજ— હો માતંગી.

માજીના ભકતો ગુણ ગાય છે ભકત મંડળ સાથ છે
લાજ તમારે હાથ છે— હો માતંગી.

**માતંગી ભક્ત**



# દીલની આશ

બ્રહ્મા વિષ્ણુથી પણ પાર, માતંગી માતને પુજુ છું !
કરવા જીવન નૈયા પાર માતંગી માતને પુજુ છું.!

તમારા ગુણ તણો નહી પાર તારા બાલ તણાં શા ભાર.
હૈયે હોંશ ગાવા ગીત છોડી દઈને ચંચળ ચિત્ત કરવા૦

ત્રિલોચન પદ્મ સમાન જણાય મુકટમાં અર્ધ
ચંદ્ર સોહાય
મુખડુ મણીયોથી મલકાય જેનું તેજ સહ્યું ન જાય કરવા૦

અપૂર્વ શોભતી વાળી કરી છે સિંહ પર સ્વારી
કંઠે રત્ન કરે ચમકાર નવરંગી ચુંદડી અંગે શોભાય કરવા૦

તમે છો ભક્ત જન પ્રતિપાળ જગતના જીવન
પ્રાણાધાર
મારા તનમનની સાક્ષી ભકતોની રખવાળી કરવા૦

દીલે છે આશ દર્શનની છીપાવવા પ્યાસ અંતરની
ઉના આંસુઓની ધારા નયનોમાંથી વહી જાયે કરવા૦

સદાનો દાસ છું તારો ભવાબ્ધિ પાર ઉતારો
ફેરા જનમ મરણના જાય હરનિશ જાપ જપું છું કરવા૦

સુવાશિત પુષ્પની વેણી હૃદયના પ્રેમથી આણી
શિર પર કર ધરજો માત નીરખી ભક્તજન બહુ હરખાય. કરવા૦

**માતંગી ભક્ત**

૯૫

## માનું ધ્યાન

માતંગી સેં મન ધ્યાન મીલાવે !

ધુપ દીપ નૈવેદ્ય આરતી ચંદન પુષ્પ ચઢાવે !

અબીલ ગુલાલ ઉડત નિત્ય ભારી કુમકુમ છોળ ઉડાવે !

દેવ સુખ દર્શન આવે ! માતંગી.

કામ ક્રોધ મદ લોભ હી નિંદ્રા મમતા હમારી હઠાવે !

કાળ તારી નિકટ ન આવે માતંગી કે ગુણ ગાવે !

દુઃખ સબહી મીટ જાવે ! માતંગી.

જ્ઞાન ધ્યાનકી ભરી પીચકારી સ્મરણ ચોંટ ચલાવે !

પાપ તાપ વાકુ પાસ ન આવે ભવસાગર તર જાવે !

ફેર વાકુ જનમ ન પાવે ! માતંગી.

એકમને ભટ્ટારિકાને સમરલે જગત્ જનની કહાવે !

ભીડ પડે તત્કાળજ આવે આવ્યાં વિઘ્ન ટાળે !

ભક્તજન માજીના જશ ગાવે ! માતંગી.

**માતંગી ભક્ત**



## માનાં દર્શન

થયો સ્નેહવશ માતંગી મા રા ભવના ભાગ્ય ઉઘડીયાંરે

ભાગ્યવંત થયો ભગવતિ આજે, દર્શન પામ્યો તારૂં
મળ્યું ભવ તરવાનું આરૂ, મારાં પૂન્ય પૂર્વના ફળીયાંરે ! થયો.

અંધકારમાં હું અથડાયો આજ સુધી નવ જાણ્યું;
મળ્યું મન ગમતું આ ટાણું તમે મુજ ઘટમાં.
હવે જડીયાંરે ! થયો.

દયા કરી માતંગી લંબાવો કર તમારો માજી;
મૂકો મમ શિર પર હસ્તકમળ આપ તણો મન.
થઈ રાજી થયો.

નિર્બળ મનનો ભકત માગે આશા પુરણ કરજો
મા બ્હાર ભકતની કરજો તમે સહાય થજો માતંગી મા થયો.

માતંગી ભક્ત



## માનો હીંડોળો

શ્રાવણ રે મહીને હીંચે હીંડોળે ટેક.

સુધાસિંધુ મણીદ્વીપ બીચમે કલ્પવૃક્ષકી ઝાડી
રંગવિરંગે ફૂલનકી જહાં ફૂલ રહી ફૂલવાડીજી શ્રાવણ.

ચિંતામણીકો ભવન મારૂ એક રાજન અતહિ વિશાળ
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ઈશ્વર દ્વાર ચાર રખવાળજી શ્રાવણ.

સૂવર્ણ ઘડીત મણી રત્ન જડીત એક હીંડારી
છબી ન્યારી
ભૂલ રહીં જહાં ત્રિપુર સુંદરી દર્શનકી બલીહારીજી શ્રાવણ.

ઝુરમુર ઝુરમુર ઝુરમુર ઝુરમુર બરસત શ્રાવણ ધાર
કોયલ કૂક સુનાય રહી જહાં ભ્રમર કરતા ગુંજારજી શ્રાવણ.

ઈન્દ્રાદિ આદી દેવગન ઔર અપ્સરા સારી
પ્રેમસહીત ઝુલા ઝુલાવે નિજનિજ આરી ભારીજી શ્રાવણ.

તીન લોકકો પાલનહારી આદિશકિત મહામાઇ
રામચંદ્રકી પાલક માલક યેહી એક સદાઈજી શ્રાવણ.

માતંગી ભક્ત

## વિશ્વતારીણી મા

કહાં જાય છીપી માતંગી જનની હે ભવભીતી
હારીણી હે ટેક.

તુમ બીન જગત ન દેખું કિન દેખ પાર પાયા
હે કોન દેવ જાયા ભવભીતિ હારીણી હે કહાં.

તું સર્વ વિશ્વ જનની તેરા જગત પસારા
નહીં પાર કોઇ પાયા ભવભીતિ હારોણી હે કહાં.

તું વિશ્વ પાલની હે તું વિશ્વ સાર માયા
નહીં વેદ ગીત ગાયા ભવભીતી હારીણી હે કહાં,

તું વિશ્વ નાશીની મા પ્રલય કરી અદાયા
કરૂણા સમુદ્ર છાયા ભવભીતી હારીણી હે કહાં.

તું વિશ્વ તારીણી મા જન ભાવ સત્ય છાયા
ભકત ન અંત પાયા જગ ઇશિ પાલિની હે કહાં.

**માતંગી ભક્ત**



# પ્રાતઃસ્મરણ

## આત્મ તત્વ

પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુર દાત્મ તત્વમ્ ।
સચ્ચિન્સુખં પરમ હંસ ગતિં તુરીયમ્ ॥
યત્ સ્વપ્ન જાગર સુષુપ્તિમવૈતિ નિત્યમ્ ।
તદ્ બ્રહ્મ નિષ્કલ મહં ન ચ ભૂત સંઘઃ

## ગણપતિ

ગજાનનં ભૂત ગણાધિ સેવિતમ્ ।
કપિન્થ જમ્બુફલ ચારૂ ભક્ષણમ્ ॥
ઉમા સુતં શોક વિનાશ કારકમ્
નમામિ વિઘ્નેશ્વર પાદ પંકજમ.

## સરસ્વતિ

શુકલાં બ્રહ્મ વિચાર સાર પરમા માદ્યં જગદ્ વ્યાપિનીમ્ ।
વીણા પુસ્તક ધારિણિમભયદાં જાડયાન્ધકારાપહામ્ ॥
હસ્તે સ્ફાટિક માલિકાં વિદધતિં પદ્માસને સંસ્થિતામ્ ।
વંદેતાં પરમેશ્વરીં ભગવતિં બુદ્ધિપ્રદાં શારદામ્ ॥

## શ્રી શંકર

પ્રાતઃસ્મરામિ ભવભીતિ હરં સુરેશં ।
ગંગાધરં વૃષભ વાહન મંબિકેશમ્ ॥
ખટ્વાંગ શૂલ વરદા ભય હસ્તમીશં ।
સંસાર રોગ હર મૌષધ મદ્વિતીયમ.

યોનિષ્કીલાં વિધાયૈનાં નિત્યં જપતિ સુસ્ફુટમ ।
સસિદ્ધઃ સગણઃ સોપિ ગંધર્વો જાયતે નર ॥ ૯

નચૈવા પ્યટતસ્તયસ્ય ભયંક્વાપિહિ જાય તે ।
નાં પ મૃત્યુ વશંયાતિ મૃતો મોક્ષમવાપ્નુયાત્ ॥ ૧૦

જ્ઞાત્વા પ્રારભ્ય કુર્વિતહ્યકુર્વાણો વિનશ્યતિ ।
તતો જ્ઞાત્વૈવ સંપન્નમિદં પ્રારભ્યતે બુધૈઃ ॥ ૧૧

સૌભાગ્યાદિ ચ યત્કિંચિત દ્રશ્યતે લલના જને ।
તત્સર્વં તત્પ્રસાદેન તેન જાપ્યમિદં શુભમ્ ॥ ૧૨

શનૈસ્તુ જાપ્યમાને સ્મિન્સ્તોત્રે સંપતિરૂચ્ચકૈઃ ।
ભવત્યેવ સમગ્રાપિ તતઃ પ્રારભ્યમેવ તત્ ॥ ૧૩

ઐશ્વર્યં યત્પ્રસાદેન સૌભાગ્યારોગ્ય સંપદઃ ।
શત્રુ હાનિઃ પરોમોક્ષઃ સ્તૂયસે સાનકિંજનૈઃ ॥ ૧૪

ઇતિ શ્રી ભગવત્યાઃ કીલક સ્તોત્રં સમાપ્તમ્.



# સંકટ દુઃખ નિવારણનો છંદ

જુઓ માજી હું કહું તે સાંભળો મોઢેશ્વરી માતંગી દીનદયાળ,
સંકટ દુઃખ મારૂં કરો નિવારણ કર જોડી કહું તારો બાળ.
ભુલ્યા ભટકતા ફીરું જગતમે છોડી અમેરા દેશ બતન,
તુમબીન મેરા કોઇ નહિ વાલી જીવ કાયાકા કરો જતન;
સતસંગ બુદ્ધી આપજો કર જોડી કહું સત્ય વચન,
કામ ક્રોધ કબુદ્ધિ ટાળજો નિર્મળ અંગ માફ કરજો મન;
ઘણું ઘણું શું કહીએ માતંગી રાખી ફીકર કરજો રખવાળ.
સંકટ દુઃખ મારૂ કરો નિવારણ કર જોડી કહું તારો બાળ.
બીજી અરજ એક સુણજો માતંગી રણ સંબંધે આયા અહી,
પ્રાર્થના કરી મારૂ દેણ મીટાવી ઝટપટસે ફીર જાના તહી;
મુદત બાંધીને આયા જગતમે ઉસ દીનકી મુજે ખબર નહિ,
કર જોડી મા સવાલ કરૂં મારા મનના મનોરથ પુરજો સહી;
આન અચાનક પડશે કાયા જમ જીવ લઈ જાશે તત્કાળ
સંકટ દુઃખ મારૂ કરો નિવારણ કર જોડી કહું તારો બાળ
ઉસદીન મેરા બુરા હાલ હૈ કર જોડી કહું પાએ પડી,
ઉસ ખાતર સબુદ્ધિ આપજો તુંમકું કયા કહું ઘડી ઘડી;
ગર્ભવાસમાં રહી કરી જે વાતો કરીતી બડી બડી;
ભૂલ્યા બંધ દુનિયામે આયા ગફલત માયા જાળ પડી;
તારણ તરણ તુમ તો જુગમાતા તેરા નામકી પકડી ઢાલ,
સંકટ દુઃખ મારૂ કરો નિવારણ કર જોડી કહું તારો બાળ.
હવે માજી મારી ફીકર તમને કર જોડી કહું છું કંગાળ,
જશ અપજશ માજી હવે તમને હું અજ્ઞાની તારો બાળ;
જેવી તરેહથી બુદ્ધી આપશો, તેવી તરેહથી ચાલીશ ચાલ,
તારા ભક્તની નિંદા કરશે તે નરકે પડશે ચંડાળ;
માતંગીભક્ત કહે છંદ બનાવી કરી કરૂણા સુબુદ્ધિ આપ
સંકટ દુઃખ મારૂ કરો નિવારણ, કર જોડી કહું તારો બાળ

**માતંગી ભક્ત**

# માતાને પ્રણામનો છંદ

નિર્મળ નામ માતંગી મા તમારૂં ધ્યાન ધરૂં મા લેજો પ્રણામ
શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વસો છો ત્યાં ત્યાં તમને કરું પ્રણામ
નમું નિરાકાર ઈચ્છા શક્તિને, બ્રહ્મા વિષ્ણુ શંકર ત્રિગુણ,
નમું ઓમ શબ્દ ધુન ધુન કર, જ્યાં શક્તિ છે સુનમાં સુન;
નમુ જમ ઇંદ્રમાં શક્તિ પાણીમાં છે રાજા વરૂણ,
તે શક્તિથી રાજ ભોગવે હરનીશ ગાય માતંગીના ગુણ.
નમુ શક્તિથી સૃષ્ટિ રચી તમે કંઈક ભક્તના કીધાં કામ,
શક્તિ રૂપે તમે જ્યાં જ્યાં વસો છો ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ.
નમુ શક્તિ રૂપે તું જ્યાં છે, નમુ શક્તિથી રહ્યો સંસાર !
નમુ નવદુર્ગા નવખંડ પૃથ્વી, નવકુલ નાગ કરે હુંકાર;
નમું શકિત જે શેષ નાગમાં, ફેણ પર પૃથ્વિનો ઝીલ્યો ભાર !
નમું શકિતથી માર્યા દૈત્યને વિષ્ણુ સંગ તો ધરી અવતાર.
તનમાં રમે તું મનમાં રમે તું સઘળે વ્યાપીક ઠામોઠામ !
શકિત રૂપે તમે જ્યાં જ્યાં વસો છો, ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ.
કળીકાળમાં સાચી દેવી, ચંડીકા ચાચર વાળી,
નમું નર્મદા, ગંગા, જમના, તે શકિતથી જાય ચાલી;
નમું ચંદ્ર સુરજમાં શકિત કરે દુનિયાની રખવાળી,
નમું નમું નીચો વળી વળીને, અંબામા બહુચરવાળી;
હવે અંતરના રાખો માતંગી, મારે તારા દર્શનનું કામ !
શકિત રૂપે તમે જ્યાં જ્યાં વસો છો ત્યાં ત્યાં તમને કરું પ્રણામ.
એક ત્રિશુળ બીજો ઘીનો દીવો ત્યાં તો માજી તમારો વાસ;
આજે આનંદભેર કરૂં સ્મરણ મને દર્શન દો મારી પુરો આશ;
તનમનમાં રમ રહી મંમાયા તેરે દર્શન બીન રહું ઉદાશ,
માતંગી નામ ભજુ મુખ જ્યાં જઉં ત્યાં કર જોડી કહું તારો દાસ
દેવીદાસ કહે હાથ જોડી મને દર્શન આપો ઠામોઠામ.
શકિત રૂપે તમે જ્યાં જ્યાં વસો છો, ત્યાં ત્યાં તમને કરૂં પ્રણામ.

**માતંગી ભક્ત**

## પુષ્પાંજલિ

શ્રીમાન માતંગી સદા દેવી વિભૂતિ વાસના,
તુજદ્વાર પર ઉભા રહી કરીએ અમે દીન પ્રાર્થના.
તું ધર્મની છે માતૃકા ને ધર્મવાળીમાં વસે !
વિશ્વેશને ધર્મેશની મધ્યે નિરાંતે તું વસે.

વાપી તટે તુજ છાયમાં બહુ દેવ-દેવીઓ વસે,
એ દેવ પૂજાના પ્રભાવો, ભકતના ઉરમાં ઠસે,
સેવા સ્તુતિ ને અર્ચના કરીએ તમારી ભાવથી,
ચરણકમલે આપશ્રીને વન્દીએ સન્માનથી.

અપરાધ સર્વે ભગવતિ કરજે ક્ષમા મોઢેશ્વરી,
કરવા દયા આ બાળ પર વિનતિ સૂણો પરમેશ્વરી
કરૂણા કરો માતંગી મા ! તૂજ નામની સ્મરણાંજલિ.
વન્દી તમારા ચરણમાં અર્પણ કરૂં પુષ્પાંજલિ.

**રણછોડલાલ શાસ્ત્રી**



# શ્રી મોઢેશ્વરી પ્રભાવ સ્તોત્ર

## પ્રમાણિકા છંદ

૧

સુધારી તેં સુધર્મની પ્રવૃત્તિથી વસુંધરા,
ધુરંધરા ધુરી ધરા છે ગુર્જરી પુરંદરા;
સુધર્મનાં સુધાવહેણુ આ રહી ધરાધરી,
પ્રણામતા તને સદા તું મોઢ માતૃકેશ્વરી.

૨

ક્ષમાની માની દેવી યાચતા દીજો ક્ષમા તને,
રહે ! પ્રવૃત્ત સર્વના પ્રતિક્ષણે સુરક્ષણે;
ધુરી તું ધર્મક્ષેત્ર કાજ ધર્મધરાધીશ્વરી,
પ્રણામતા તને સદા તું મોઢ માતૃકેશ્વરી.

૩

સમસ્ત ધર્મધામની નિધી નિખિલ ધર્મની,
તમામ તીર્થઅર્થના તું ક્ષેત્રની શિરોમણી;
સમસ્ત તાપ–શાપને સમાવતિ મહેશ્વરી,
પ્રણામતા તને સદા તું મોઢ–માતૃકેશ્વરી.

૪

ધરિત્રીમાં સુધારકામ ધર્મધામ તેં કીધાં
અધર્મને વિરોધવા, સુધર્મ સાધવા બધાં;
અધિક ધન્ય ! ધર્મના અરણ્યની અધીશ્વરી,
પ્રણામતા તને સદા તું મોઢ–માતૃકેશ્વરી.

૫

અધીશ્વરી તું ધર્મની, વિધર્મથી બચાવજે,
શમાવી શોક, શુદ્ધ, બુદ્ધિ, રિદ્ધિ, સિદ્ધિ આપજે;
અમારી મોઢ માતૃકા તું મંગલા મહેશ્વરી,
પ્રણામતા તને સદા તું મોઢ માતૃકેશ્વરી

૬

સમસ્ત રત્નવસ્ત્રથી તું શુભ્રમૂર્તિ શોભતી,
વિભા વિશેષ ભૂષણે વિભૂષણા વિભાસતી;
વિશિષ્ટ રત્નરાજિતા વિરાજતો વરેશ્વરી;
પ્રણામતા તને સદા તું મોઢ-માતૃકેશ્વરી.

૭

અખિલ આર્યવર્તની તું દેવીમાં શિરોમણી,
નિખિલ દેવની ગણે તને ગણેશ્વરી મણી;
પ્રતાપથી તું તાપ પાપ સૌ હરે સુરેશ્વરી,
પ્રણામતા તને સદા તું મોઢ માતૃકેશ્વરી.

૮

પવિત્ર તારી પ્રાર્થના અમાપ પાપ લોપતી,
લલિત લક્ષણોની લક્ષલીન મૂર્તિ થૈ જતી;
કૃપા પ્રભા પ્રસારજે અમો પરે કૃપા કરી,
પ્રણામતા તને સદા તું મોઢ-માતૃકેશ્વરી.

૯

જનેતૃભાવી જેમ જેમ જે જનો પૂજી જતા,
મનોભિલાષ તેમ તેમ તેમના ફળી જતા;
જીવાન્તકા જગત્ જીવો તણી તું છે જયેશ્વરી,
પ્રણામતા તને સદા તું મોઢ-માતૃકેશ્વરી.

૧૦

પ્રણામિકા તું આદ્યશક્તિ છંદમાં પરાત્પરા,
કરે પ્રણામ પ્રેમથી હરિપ્રીયા તું ઈન્દિરા;
સનમ્રતા તવ પ્રીતિ પ્રતિ પ્રતીતિ મેં કરી,
પદાબ્જમા શિરઃ પ્રણામ મોઢ માતૃકેશ્વરી.

**રણછોડલાલ શાસ્ત્રી**

# મોઢ ઉત્પત્તિ કાવ્ય

( લે. કાલિદાસ મૂળશંકર શુકલ (મોરબી) )

## સ્કંદ પુરાણાંતર્ગત ધર્મારણ્ય મહાત્મ્યમાંથી સારરૂપે સંક્ષેપમાં.

(રાગ–વૈશમપાયન એણીપેરે બોલ્યા સુણ જનમેજય રાય)

વિઘ્નવિનાયક, વાણી, દૈશિક **શ્રી**, શ્રીરઘુવીર, **નાથ;**
મોઢતણી ઉત્પત્તિ કહેવા, પ્રણમું જોડી હાથ.
ધર્મારણ્યતણી જે ગાથા, કીધી સ્કંદ પુરાણ;
સાર સાર તેમાંથી કહું છું, સઘળું છે સપ્રમાણ.
નૈમિષક્ષેત્રવિષે કલિ કલ્મષ, બાધ કરે નહિ જાણી;
ઋષિઓ ભેળા થઈ બેઠા, ત્યાં આવ્યા સૂતપુરાણી.
આસન આપી ઋષિઓ કહે છે, કહો ધર્મની વાત;
સૂત પાપનાશક જે હોયે, પુરાણમાં **પ્રખ્યાત.**
સૂત કહે ઋષિજી સાંભળજો, વાત કહું પહેલાથી;
એક ચિત્તથી જગતતણી ઉત્પત્તિ થઈ જેનાથી.
સૃષ્ટિ પહેલાં કાંઈ નવ દીસે, જલમય સઘળો સાર;
એક મટીને અનેક થવાને, પ્રભુએ કર્યો વિચાર.
શેષશાયી થઇ જલમાં પોઢયા પોતે જગજીવન;
નિજ નાભિપંકજમાં ઉત્પન્ન, કીધા ચતુરાનન.
મુજને કોણે સરજ્યો કયાંથી, કોણ માતને તાત;
વિધિ વિચારમાં પૂરણ પડીયા, પત્તો ન મલ્યો હાથ.
"તપ તપ"એવો શબ્દ સાંભળ્યો, ત્યારે ધરીયું ધ્યાન;
અંતરમાં નિજ પદ્મ મૂલરૂપે, દીઠા ભગવાન.
સૃષ્ટિ સરજવા આજ્ઞા આપી, પ્રભુએ શક્તિ દીધી;

પ્રભુને પ્રણમી કમલ નાલમાં લોક કલ્પના કીધી.
મરીચ્યાદિ માનસ દૈહિક, વિધવિધ સરજ્યા પુત્ર;
તોપણ બ્રહ્માનું નબળ વધતું સૃષ્ટિરૂપ જે સૂત્ર.
વિચાર કરતાં વિધિના બનીયાં, દેહતણાં બે રૂપ;
એથી પ્રગટયા શતરૂપા ને, સ્વાયંભૂ મહા ભૂપ.
મનુને શતરૂપા પરણાવ્યાં, વધવા માંડી સૃષ્ટિ;
મૈથુન ધર્મ વડે તે નિરખી, તૃપ્ત થયા પરમેષ્ઠી.
મનુને બે પુત્રો ત્રણ પુત્રી, નિજ નારીથી આવ્યાં;
તેમાંથી ત્રીજા પ્રસૂતી, દક્ષ સાથ પરણાવ્યાં.
કન્યા તેર થઈ તેનાથી, કશ્યપને તે આપી;
તેની વિધવિધ સૃષ્ટિ જગતમાં, સઘળે રહી છે વ્યાપી.
કશ્યપ મુનિના બાર દીકરા, તેમાં નિવસ્વાન્;
તેનાં **ધર્મતણાં** અધિકારી, **યમરાજા** સંતાન.
બ્રહ્માવર્ત વિષે મરૂભૂમાં, સ્થલ એકાંતિક ભારે;
સરસ્વતી ને **સુવર્ણતણાં,** દક્ષિણનાં કિનારે.
તે સ્થાનકમાં **યમરાજાએ**, આવી તપ આદરીયું;
અડગ અચળ થઇ**વૃષભધ્વજનું**,ધ્યાન હૃદયમાં ધરીયું,
બહુવિધ વિઘ્ન કર્યાં સુરપતિએ, તોપણ કાંઇ નવ ફાવ્યા;
પ્રસન્ન થઇને શ્રીવિશ્વેશ્વર,, વર દેવાને આવ્યા.
"માગ માગ માગે તે આપું, તપથી થયો પ્રસન્ન";
શબ્દ સાંભળી ઉભા થઈ, શિવજીને કર્યું નમન.
વિવિધ સ્તોત્રથી સ્તવન કરીને, યમરાજા વર માગે;
પ્રસન્ન આપ થયા હોતો તમ, ભકિત હૃદયમાં જાગે.
મમ વાણી મન ઇંદ્રિય બુદ્ધિ, કુમાર્ગે નવ જાય;
**ધર્માધર્મતણા** નિર્ણયમાં, મન મારૂં ન મુંઝાય.

આપવસો અહિં મારાનામે, સકલતીર્થ અહિં લાવો;
વિશ્વેશ્વર આ પુણ્યક્ષેત્રને, **કાશી તુલ્ય બનાવો.**
ક્ષેત્ર નિરંતર **મારા નામે, જગમાં પ્રસિદ્ધિ** પામો;
સ્નાન દાન કરે જે જન, તેનો ભવનો ભય વામો.
"અસ્તુ કહીને પ્રસન્ન થઇ, વરદાન ઇશ્વરે આપ્યું;
વિશ્વેશ્વર એ નામે ત્યાં, નિજ લિંગ રૂપને સ્થાપ્યું.
**ધર્મ નામથી ધર્મારણ્ય,** ક્ષેત્રતણું દઇ નામ;
ભક્ત મનોરથ પૂર્ણ કરીને, ઇશિ ગયા નિજ ધામ.
ધર્મેશ્વર નામે શિવલિંગ, સ્થાપ્યું પૂર્ણ પ્રતાપી;
વિશ્વેશ્વર ધર્મેશ્વર મધ્યે, **ધર્મવાપિકા** સ્થાપી.
**ધર્મારણ્યતણું** એ રીતે, નામ પડયું પાવન;
સ્નાન દાન સેવનથી, મુક્તિ પામે સર્વે જન.
એક દિવસ **શિવજી બ્રહ્મા વિષ્ણુને સાથે લાવ્યા;**
**ધર્મારણ્યતણા મહિમાને, વધારવાને આવ્યા.**
દેખી ધર્મ થયા બહુ રાજી, પ્રેમે પૂજ્યા ચરણ;
કૃતાર્થ કીધો નાથ પધારી, મુજને અશરણ શરણ.
પુણ્યક્ષેત્ર આ પાવન, પણ ઋષિઓનો ન મલે વાસ;
વેદ મંત્રના ઘોષ વગરનું સઘળું શૂન્યાભાસ.
કૃપા કરી ઉત્તમ ઋષિઓનો, આશ્રમ યુક્ત બનાવો;
**ધર્મારણ્ય તણા મહિમાને,** માટે કરૂણા લાવો.
અરજ સાંભળી બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર દયા ભંડાર;
દેશ દેશના **ઉત્તમ** ઋષિઓ, લાવ્યા સહસ્ર **અઢાર.**
આશ્રમ બાંધી સ્થાને સ્થાપ્યા સઘળા સપરિવાર;
ચતુર્વિંશતિ ગોત્રતણાં, વિદ્યામાં પારાવાર.
બ્રહ્માની આજ્ઞાથી **કામદુધા,** આવી તે વાર;
**વણિક ધેનુના** ઉત્પન્ન કીધા છે, **છત્રીશ હજાર.**

**એક વિપ્રને બબ્બે વણિકો** સેવા માટે દીધા;
**વિવાહ વણિકતણા ગંધર્વ, કન્યા** સાથે કીધા.
ઋષિનાં ગોત્ર સમાન નામ તે,વણિક ગોત્રનાં આપ્યાં;
રક્ષણ કાજે ચતુર્વિંશતિ, કુલ દેવીને સ્થાપ્યાં.
એ રીતે કૃત યુગમા સ્થાપ્યું, પાવન **ધર્મારણ્ય;**
સુખથી સઘળા વસતા તેમાં, નિશદિન કરતા પુણ્ય.
**ત્રેતાયુગની શરૂઆતમાં, અસુર ભયંકર** આવ્યો;
લોળજીહ્વ રાક્ષસે અચાનક, કેર અતિ વર્તાવ્યો.
આશ્રમને સળગાવી મુકયા, દેવસદનને તોડયાં;
વણિક વિપ્ર સહુ જીવ લઈને, દશે દિશામાં દોડયા.
**શ્રીમાતાદિક** કુલ દેવીની, સાથે કરે સંગ્રામ;
દારૂણ યુદ્ધ મચ્યું તે, કોલાહલ પહોંચ્યો સુરધામ.
**બ્રહ્મ વિષ્ણુ ને રૂદ્ર અસુરનો, દેખી જગમાં ત્રાસ;**
**આવી ચક્ર વડે શ્રીહરિએ,** કર્યો અસુરનો નાશ.
શાંતિ સ્થાપી ધર્મક્ષેત્રમાં, દેવસદનને સાંધ્યાં;
**વણિક વિપ્ર સહુને બોલાવી,** પુનરાશ્રમને બાંધ્યાં.
નિર્ભય કરવા **ધર્મક્ષેત્રને,** બ્રહ્માદિક નવ ચુકયા;
**ચાર દિશામાં ચાર દેવને, રક્ષણ કાજે મુકયા.**
**પૂર્વે ધર્મેશ્વર બેઠા છે, દક્ષિણમાં ગણનાથ;**
**પશ્ચિમમાં બકુલાર્ક સૂર્ય,** નિજ આયુધ ધરીને હાથ.
**ઉત્તરમાં સ્વયંભૂ પોતે, શૂન્યસ્વામીની સાથ;**
ફરી **ચાર દિશામાં શક્તિ,** સ્થાપી કર્યું સનાથ.
સકલ ક્ષેત્રમાં **મુખ્ય દેવતા, શ્રીમાતા છે નામ;**
**ભટ્ટારિકા મુખ્ય મંદિરે,** સ્થાપી કીધું કામ.
અનેક તીર્થો દેવી દેવો, આવી વસ્યા જ્યારે;
બ્રહ્મા વિષ્ણુ મહાદેવ, સંતોષ પામીયા ત્યારે.

એવી રીતે જ્યારે જ્યારે, **અસુરો પીડા** કરતા;
ત્યારે ત્યાંની **શક્તિ અને**, બ્રહ્માદિક **દુઃખને હરતા.**
**ત્રેતાયુગમાં** પૃથ્વી ઉપર, ભાર વધ્યો બહુ જ્યારે;
સૂર્યવંશમાં **રામચંદ્રજી** પ્રકટ થયા છે ત્યારે.
સીતા ને લક્ષ્મણ સંગાથે, લીલા કરી અપાર;
રામતણો મહિમા મુખ કહેતાં, શેષ ન પામે પાર.
અસુરતણો સંહાર કરી, કીધો રાવણનો નાશ;
સીતા લઈને પોતે પ્રભુજી, આવ્યા નિજઆવાસ.
**બ્રહ્મતણા વધની શંકા,** મન લાવી ગુરૂને પૂછે;
**મહાપાપ નાશક પૃથ્વીમાં, ધર્મક્ષેત્ર કયું છે.**
નિશ્ચય કરીને ગુરુજી બોલ્યા, સઘળા તીર્થ શરણ્ય;
પણ પૃથ્વીપર તીર્થ ક્ષેત્રમાં, ઉત્તમ **ધર્મારણ્ય.**
સુણતાં તુર્તજ ધર્મક્ષેત્રમાં, જાવા ઈચ્છા કીધી;
સઘળું રાજકુટુમ્બ અને સેનાને સાથે લીધી.
ગુરુ સંગાથે તીર્થે ચાલ્યા, પોતે રઘુકુલ દીપ;
**દશમે દિવસે** આવી પહોંચ્યા, **ધર્મારણ્ય** સમીપ.
**માંડલિકપુરમાં** પોતે, ઉતરીયા શ્રી ભગવાન;
ક્ષેત્ર ભયંકર નિર્જન છે, એવું સાંભળીયું કાન.
બીજે દિવસે **પગે ચાલીને ધર્મક્ષેત્રમાં** આવ્યા;
સકલ તીર્થને નિરખી પોતે, આનંદ ઉરમાં લાવ્યા.
**તીર્થે તીર્થે સ્નાન કરીને, શ્રાદ્ધ પિતૃનાં કીધાં;**
કરી દેવ દેવીનાં **પૂજન,** ચરણોદક લઈ **પીધાં.**
**ધર્મક્ષેત્રમાં દાન આપવા,** પ્રભુએ કર્યો વિચાર;
પણ **બ્રાહ્મણો વિનાનું દીઠું સઘળું શૂન્યાકાર.**
નદી કિનારે તીર્થક્ષેત્રમાં, રાત્રે કર્યું શયન;
**મધ્ય રાત્રિયે રામે સ્ત્રીનું, સાંભળીયું રૂદન.**

ખબર કઢાવી જાતે આવી, સ્ત્રીને રઘુવર પુછે;
આશ્વાસન આપીને પોતે, દુઃખ તમારે શું છે.
વચન સાંભળી નારી કહે છે, આપ **પ્રભુ સાક્ષાત;**
**ભાર ભૂમિનો ઉતારવાને,** અવતરીયા વિખ્યાત.
અસુરતણો સંહાર કરીને, ભૂનો ભાર ઉતાર્યો;
ધન્ય ધન્ય તમ માત તાતને, આપે ધર્મ ઉગાર્યો.
**ધર્મારણ્યતણી અધિદેવી, શ્રીમાતા મુજ નામ;**
**બાર વર્ષથી પુણ્યક્ષેત્ર આ,** શૂન્યાકાર તમામ.
દુષ્ટતણાં દુષ્કૃત્ય જોઈને, આશ્રમ સહુએ ત્યાગ્યા;
**લોહાસુરના ભયથી** સઘળા, ત્રાસ પામીને ભાગ્યા.
છિન્નભિન્ન આશ્રમને કીધા, દુષ્ટે દેવળ તોડયાં;
યજ્ઞવેદિકા કુંડો ભાંગ્યા, યજ્ઞપાત્રને ફોડયાં.
લોહાસુરને રણક્ષેત્રમાં, પૃથ્વી ઉપર પાડી;
બ્રહ્માદિક તેના પર બેઠા, દેહ દબાવી દાડી.
નિશદિન સૂતો રાખ્યો, વાસ્તુ પેઠે દઈ વરદાન;
તોપણ તેના ભયથી વિપ્રો, છોડી ભાગ્યા સ્થાન.
વેદ મંત્રનો નાદ થતો ત્યાં, નિશદિન ઘુવડ બોલે;
ભૂત પ્રેતને પિશાચ સઘળે, ફરતા ટોળે ટોળે.
મંગલ ભૂમિ મસાણ સરખી, આજ ભયંકર ભાસે;
એથી ચિત્ત ચિરાઈ જાય છે, **રૂદન કરૂં તે ત્રાસે.**
દેવ દયાળુ દુઃખ જાણીને, દિલમાં કરૂણા લાવો;
**ક્ષેત્રતણો ઉદ્ધાર કરીને, પ્રથમ સમાન બનાવો.**
ઋષિઓ જે જે ગયા જે સ્થળે, ત્યાં ત્યાંથી તેડાવો;
**દૂત મોકલી દશે દિશામાં, વણિક સર્વને લાવો.**
આશ્રમ મંદિર યજ્ઞવેદિકા, કુંડ મંડપો બાંધો;
પ્રીતે પુનરૂદ્ધાર કરીને, ધર્મ સનાતન સાંધો.

"અસ્તુ" કહીને ઉઠયા રઘુવર, શ્રીને કરી પ્રણામ;
વણિક વિપ્રનાં ગોત્રતણાં, જાણી લઈ નામ તમામ.
દશે દિશામાં દૂત મોકલી, ઋષિઓને બોલાવ્યા;
રામનામ સુણતાં નિર્ભય થઇને, સર્વે ત્યાં આવ્યા.
દેખી આનંદ પામ્યા રઘુવર, દીધાં બહુ સન્માન;
પાદ્ય અર્ઘ્યથી પૂજા કરીને, અર્પ્યાં છે ગોદાન.
દાન અર્પવા ઇચ્છા ધારી, પોતે રઘુવર નાથ;
વિપ્ર વૃંદને ભેળા કરીને, વદતા જોડી હાથ.
શ્રીમાતાની આજ્ઞા જેવી, તેવો પુનરૂદ્ધાર;
શ્રેષ્ઠ બનાવું સ્થાન આપનું શોભાનો નહિ પાર.
ભૂદેવો સહુ તીર્થ રૂપ છો, વિપ્રો વેદ સમાન;
આજ્ઞા આપો પૂર્ણ પ્રીતથી; અર્પું વિધવિધ દાન.
વિપ્ર સાંભળી વિચાર કરતા, નિંદિત નૃપનું દાન;
શિલોંચ્છવૃત્તિ સુખની દાતા, દાન દુઃખનું સ્થાન.
બ્રહ્મા વિષ્ણુ મહેશે સ્થાપ્યા, અમે અહિં પરતંત્ર;
તેની આજ્ઞા વિણ કરવાને, અમે નહિ સ્વતંત્ર.
સ્મરણ કર્યું દેવોનું રામે, તુર્તજ તેની સિદ્ધિ;
બ્રહ્મ વિષ્ણુ રૂદ્રે આવી, રઘુવરને આજ્ઞા દીધી.
પ્રસન્ન થઈને રઘુવર નાથે, કીધો પુનરૂદ્ધાર;
ક્ષેત્રતણો ત્રેતામાં શ્રીમાતા, આજ્ઞા અનુસાર.
શ્રીમાતાનું કહેવું પ્રભુએ, સત્ય કરીને સ્થાપ્યું;
તેથી તેનું સત્ય મંદિર નામ, ક્ષેત્રનું આપ્યું.
વિધવિધ દાન સમર્પ્યાં પોતે, સાથે ધન ભંડાર;
સઘળી સંપત્તિ અર્પી, બ્રાહ્મણ જે સહસ્ર અઢાર.
એવી રીતે પૂર્ણ પ્રેમથી, કીધું કામ તમામ;
વિપ્ર વૃંદને એક સો ચુંમાલિશ આપ્યાં ગામ.

જે જ્યાં રહે છે તે તે તેનાં, વિભાગ એવા કીધા;
**તામ્રપત્રમાં સુવર્ણાક્ષરેથી, લેખ લખીને દીધો.**
'દશરથ નંદન' રામે મેં, બ્રાહ્મણ જે સહસ્ર અઢાર.
એક સો ચુમાલિશ આપ્યા, ગામ દાન અનુસાર.
અર્પણ કીધાં જેને તેના, વંશજ વારસદાર;
**અન્યતણો હક જરા ન તેમાં**, સત્તા નહિ તલભાર.
પૃથ્વી દાન કરે જે રાજા, તે નિજ કુલને તારે;
**હરે વિપ્રની પૃથ્વી તે, નિશ્ચય નરકે સંચારે.**
જે જે રાજા વિપ્ર વૃંદનુ, પ્રીતે પાલન કરશે;
પૂર્ણ મનોરથ તેના થાશે, સુખ સંપતને વરશે.
**બ્રાહ્મણની પૃથ્વી રાજાએ, ગણવી બ્હેન સમાન;**
પાણિગ્રહણ ન થાય તે તાણું, ભોગ્ય નહિ એ સ્થાન.
મારી આજ્ઞાનું ઉલ્લંઘન, ગર્વ કરી જે કરશે;
તે પોતાના હાથે નિજનાં, સઘળાં સુખને હરશે.
સૂર્યતણી સાક્ષી રાખીને, મ્હોર મુદ્રિકા છાપી;
તામ્ર લેખ એ રીતે લખીયો, પોતે પૂર્ણ પ્રતાપી.
પોતાના કરકમલ વડે તે અર્પ્યો, બ્રાહ્મણ હાથ;
યાવચ્ચંદ્રદિવાકર સુખથી, રહેજો સહુ સંગાથ.
**દૈત્ય રક્ષ દાનવથી વાયુનંદન, રક્ષણ કરશે;**
સંકટ સમયે સ્મરણ માત્રથી, આવી સંકટ હરશે.
ધર્મપરાયણ થઈને રહેશો, ત્યાં સુધી નહિ દુઃખ;
પક્ષપાત અન્યાય અધર્મે, જાશે સઘળું સુખ.
માટે સઘળા **સંપી રહેજો,** તજશો મા આ સ્થાન;
વિપ્ર વૃંદને વિવિધ ભલામણ, દીધી શ્રી ભગવાન.
એ રીતે મંગલમય યાત્રા, કરીને રઘુવર નાથ;
સુખ રૂપે શ્રી અવધપુરીમાં, આવ્યા સહુ સંગાથ.

ભૂપ સમા ભૂદેવ થયા છે, શ્રી રઘુનાથ પ્રતાપે;
આનંદ મંગલ નિશદિન અદકાં, સર્વ દિશા સુખ આપે.
તામ્રપત્રને દેવ ગણીને, પૂજા સ્થાને સ્થાપ્યો;
વિપ્ર વૃંદ સહુ પૂજે પ્રીતે, જે રઘુનાથે આપ્યો.
**નિશદિન અખંડ દીપ રાખીને,રામનામ જપ કરતા;**
પ્રીતે દેતા લેતા ખાતા, પીતા હરતા ફરતા.
એક દિવસ **શ્રીરામચંદ્રજી, પુનઃક્ષેત્રમાં આવ્યા;**
ગુરૂ ઉપદેશે **યજ્ઞ કાજ,નિજકુટુંબ સંગે લાવ્યા.**
પૂર્વે આવી જેને આપ્યાં, હતાં દાનમાં ગામ;
તેઓને તેડાવી વિધિવત્, કર્યું યજ્ઞનું કામ.
પૂર્ણ પ્રીતથી યજ્ઞ કરીને, રઘુવર થયા પ્રસન્ન;
યજ્ઞ દક્ષિણામાં વિપ્રોને, આપ્યું અનગેલ ધન.
**સિતાજીના કહેવાથી, સીતાપુર સુંદર ધામ;**
તેની સાથે અર્પણ કીધાં, **બીજાં દ્વાદશ ગામ.**
તીર્થાંતરમાં જઇ પોતે, અર્પ્યાં ષોડશ મહાદાન;
વંશ વૃદ્ધિને માટે આપ્યાં, **પંચાવન સંસ્થાન.**
સ્થાન તણી સત્તા પોતે, વિપ્રોના કરમાં આપી;
યજ્ઞ કરીને ઘેર પધાર્યા, પ્રભુજી પૂર્ણ પ્રતાપી;
એવી રીતે યજ્ઞ કરીને, રામ ગયા નિજ ધામ;
પૂર્ણ મનોરથ વિપ્રો પામ્યા, હામ દામ ને ઠામ.
**ત્રેતામાં જે સત્ય મંદિર, હતું** ક્ષેત્રનું નામ;
**દ્વાપર યુગમાં વેદ પાઠકો,** ક્ષેત્રે વિપ્ર તમામ.
જ્યાં જ્યાં નિરખો ત્યાં ત્યાં વિપ્રો, કરતા વેદ રટન;
તે ઉપરથી નામ તેતણું, પડીયું **વેદ ભવન**
દ્વાપર યુગના અંત સુધી, વરત્યો ત્યાં જય જયકાર;
રામતણી આજ્ઞાથી **રક્ષણ, કરતા પવનકુમાર.**

કલિયુગમાં સહુ ક્ષેત્ર દેવતા, નૈમિષ ક્ષેત્રે આવ્યા;
**પવન પુત્ર તે ક્ષેત્ર તજીને, સેતુબંધ સીધાવ્યા.**
કલિયુગમાં વિપ્રો દુષ્ટોથી, **પામ્યા મોહ તમામ;**
તેથી **વેદભવનનું તે મોહેરક,** પડીયું નામ.
કાન્યકુબ્જ **એ** દેશ તણો, જે **આમ** નામ રાજન;
સાર્વભોમ થઈ પ્રીતે કરતો, પ્રજા તણું પાલન.
બૌદ્ધ ધર્મ ચાલ્યો કલિયુગમાં ચઘળે થયો પ્રચાર;
વૈષ્ણવ ધર્મ તજી રાયે, તેનો કીધો સ્વીકાર.
સોળ વરસની પુત્રી તેનું નામ **રત્નગંગા** છે;
જૈન સાધુના બોધ વડે, તે કુંવરી જૈન થયાં છે.
બ્રહ્માવર્ત તણા પૃથ્વીપતિ, કુંભીપાલની સાથે;
નિજ પુત્રી પરણાવી પ્રીતે, કાન્યકુબ્જના નાથે.
દૈવયોગથી સાર્વભોમ રાજાએ, ખોટું કીધું;
વિવાહ વખતે **મોહેરક, પુત્રીને આપી દીધું.**
કુંભીપાલે ત્યા આવી, નિજ રાજ પાટને સ્થાપ્યું;
જૈન સાધુને બોલાવીને, સ્થાન શહેરમાં આપ્યું.
**વેદધર્મને બંધ કરાવી, જૈન ધર્મને સ્થાપ્યો;**
**મોહેરકને પાડી લીધું,** ત્રાસ સર્વને આપ્યો.
બ્રાહ્મણ ભેળા થઈને ચાલ્યા, પામી અતિશય ત્રાસ;
દુઃખ નિવેદન કીધું આવી, આમરાયની પાસ;
તામ્ર લેખ શ્રીરામચંદ્રનો, નિરખી આમ નરેશ;
જામાતાને બહુ કીધું પણ, માન્યું નહિ લવલેશ.
**રામચંદ્રને હું નવ જાણું, કોણ વળી હનુમાન;**
સત્ય હોય તો **પરચો આપો,** નહિ તો છોડો સ્થાન.
**જૈન ધર્મ સ્વીકારો સર્વે, વેદ ધર્મને છોડો;**
નહિતર મારો દેશ તજીને, રામ હોય ત્યાં દોડો.

વિપ્રો સર્વે ભેળા મલીયા, શું કરવો ઉપાય;
જૈન ધર્મ સ્વીકાર ન થાય, વેદ કેમ છોડાય.
સભા ભરીને સાઘળા બેઠા, બ્રાહ્મણ સહસ્ર અઢાર;
તેમાં સહુથી વૃદ્ધ બ્રાહ્મણે, એક કર્યો ઉચ્ચાર.
આપણને શ્રીસીતાપતિએ, જે જે ગામો આપ્યાં;
તેનું રક્ષણ કરવા માટે, વાયુ પુત્રને સ્થાપ્યા.
સ્મરણ વડે સંકટ હરશે, એવું આપ્યું વરદાન;
આજે સેતુબંધ બિરાજે, પોતે શ્રી હનુમાન.
રામ વચન પર શ્રદ્ધા રાખી, તેની પાસે જઈએ;
દુઃખ આપણું ભેળા થઈને, વાયુ પુત્રને કહિએ.
ગોત્ર આપણાં **ચતુર્વિંશતિ**, તેના **ચોસઠ ભેદ**;
વર્ગ પડયા **બોત્તેર**, તેમની ઉપર મુકો કેદ.
ગામગામથી ગોત્રગોત્રથી, વર્ગ વર્ગથી એક;
**સેતુબંધ જાવા નીકળવું**, મનમાં રાખી ટેક.
જે ભેળા આવે નહિ તેની, સાથે નહિ વહેવાર;
વણિક વૃત્તિમાં ભાગ ન તેનો, તે જ્ઞાતિથી બહાર.
તે સઘળી બાબતના નૃપને, ખબર થયા તત્કાળ;
સામ દાન ને ભેદ વડે, સમજાવે કુંભીપાલ.
તો પણ ત્યાં જાવાને તત્પર, **બ્રાહ્મણ ત્રણ હજાર.**
તે વખતે પ્રારબ્ધવાદી તે, બોલ્યા **પંદર હજાર.**
તમે સુખેથી ત્યાં સીધાવો, અમે અહિંજ રહીશું;
વચન રામનું યાદ કરીને, કદિ નહિ સ્થાન તજીશું.
અહિં બેઠાં જપ તપ સાધનથી, કરશે પ્રભુજી મહેર;
તમે પવનસુત દર્શન કરીને, વહેલા આવો ઘેર.

ઇશ્વર ભજન અમારૂં, તે સાથે પુરૂષાર્થ તમારો;
બન્ને મળીને કારજ સરશે, દુઃખનો આવે આરો.
બ્રાહ્મણ **ત્રણ હજાર** નીસર્યા, દુઃખ નિવેદન માટે;
**વીશ બ્રાહ્મણો પંદર સહસ્રમાંથી**, ચાલ્યા તે વાટે.
**એકાદશ** બ્રાહ્મણ છે તેમાં, સંઘતણા તે **પ્રમુખ**;
હિંમત ધારી સઘળા ચાલ્યા, રસ્તામાં બહુ દુઃખ.
તીર્થ શ્રાદ્ધ પિતૃનાં કરતા, જપતા રઘુવર નામ;
નિર્જન વનમાં કષ્ટ ભોગવે, હૈયે રાખી હામ.
અર્ધે પંથે **વીશ બ્રાહ્મણો** થાકયા મૂકી આશા;
રસ્તામાં રોકાઇ ગયા તે, દેખી બહુવિધ ત્રાસ.
**ત્રણ હજારે** અન્ન જલ ત્યાગ્યાં, એક પાઇ નહિ પાસે;
દુઃખ પામતા આવી પહોંચ્યા, **સેતુબંધ છ માસે.**
સમુદ્ર તીરે ત્રણ દિન પ્રીતે, કીધું રામ સ્તવન;
રામતણી આજ્ઞાથી દીધાં, **હનુમાને દર્શન.**
ઉભા થઇને પ્રણામ કીધા, બહુ વિધ કર્યું સ્તવન;
વિપ્ર વૃંદનું દુઃખ જાણીને, દયા ધરી નિજ મન.
**ડાબી જમણી કાખ** તણાતે, વાળ કાઢીને કીધા;
ભોજ પત્રમાં એના પૃથક્, પડીકાં વાળી દીધાં.
નૃપને કહેજો વચન અમારાં, સત્ય કરીને સ્થાપો;
રામતણી આજ્ઞા છે માટે, **સ્થાન અમારૂં આપો.**
તે નહિ માને ગર્વ ધરીને, સહુની હાંસી કરશે;
વામ કક્ષના વાળ ફેંકજો, **સઘળું રાજય સળગશે.**
શરણે આવી માફી માગી, સઘળું આપે જ્યારે;
દક્ષ કક્ષના વાળ આપજો, **શાંતિ થાશે ત્યારે.**
એવી રીતે પવન કુમારે, કામ વિપ્રનું કીધું;
બ્રાહ્મણ સઘળા આનંદ પામ્યા, સઘળું કારજ સીધ્યું.

સુખે કરાવ્યાં રામેશ્વરનાં, દર્શન રૂડી પેર;
**રાત્રે સહુને પવનસુતે,** પહોંચાડી દીધા ઘેર.
સહુએ જાગી જોયું ત્યાં, દીઠું પોતાનું ગામ;
વાયુ પુત્રની કૃપા ગણીને, સહુ આવ્યા નિજ ધામ.

પ્રેમે સુત દારાને ભેટી, નૃપની પાસે આવ્યા;
વાત સુણી રાજા મુખ મરડી, હાંસી ઉરમાં લાવ્યા.
પવનપુત્ર આજ્ઞા અનુસારે, વિપ્રે કીધું જ્યારે;
**જૈન ધર્મ છોડીને રાજા, શરણે આવ્યો ત્યારે.**

ક્ષમા કરો ભૂદેવો મુજને, આપો જીવિત દાન;
પ્રીત ધરી સંભાળો સઘળા, **આપતણું આ સ્થાન.**
સહુ સહુનો હક લેવા આવ્યા, બ્રાહ્મણ સહસ્ર અઢાર;
ભાગ વહેંચતા વિપ્ર વૃંદમાં, થઈ મોટી તકરાર.

**ત્રણહજાર કહે જે નાવ્યા, તેનો નહિ હક લાગ;**
પંદર સહસ્ર ત્યાં કહે અમારો, શા માટે નહિ ભાગ.
તમે ગયા ત્યાં અમે અહિં રહી, નિત્ય આરાધ્યા રામ;
બન્ને કાર્યતણા સંયોગે, સીધ્યું સઘળું કામ.

રાજા ત્યારે વચમાં આવ્યા, સમાધાનને કરવા;
વિપ્ર સર્વને ભેળા કીધા, ક્લેશ તે તણો હરવા.
તુલા દાન દેવાને નૃપતિ, પોતે થયા તૈયાર;
ના પાડે પ્રતિગ્રહ લેવાને, નૃપનો પંદર હજાર.

દાનતણી ના પાડી તેથી, કર્યા ગામની બહાર;
રાજાએ બોલાવ્યા ત્યાં, બ્રાહ્મણ જે **ત્રણ હજાર.**
નિર્ણય પોતે એવો આપ્યો, **અન્યતણો નહિ લાગ.**
**સેતુબંધ જે ગયા હતા, તેઓનો સઘળો ભાગ.**

પૃથક્ જ્ઞાતિની રૂપે. નોખા કરી કર્યો પ્રબંધ;
**વણિક વૃત્તિમાં ભાગ નહિ,** નહિ કન્યાનો સંબંધ.
પંદર હજારે કલેશ છોડીને, માન્યો મન સંતોષ;
દૈવાધીન જગત સઘળું છે, સમજી મૂકયો રોષ.
જે થાયે તે સારા સારૂ, કરતા રઘુવર નાથ;
લાભ હાનિને જન્મમરણ, જશ અપજશ છે વિધિ હાથ.
વિપ્ર વદે નરપતિને બીજી, નથી અમારે આશ;
ઇચ્છા એકજ ધર્મક્ષેત્રમાં, કરવા સદા નિવાસ.
સુણી નૃપતિએ તે સહુને, રહેવા આપ્યું સુખવાસ;
પંદર સહસ્ત્રે ત્યાં જઇને, સંતોષે કર્યો નિવાસ.
બ્રહ્માદિક ત્રણ દેવે, ધર્મક્ષેત્રે સ્થાપ્યા જે દી;
પ્રથમ તે સમે એકજ સંજ્ઞા, સહુની હતી ત્રિવેદી.
ગામ ધામ ને વણિક વૃત્તિથી, જુદા પડયા છે જે દી;
**સંજ્ઞા ત્રણ હજારની રહી, તેથી ખાસ ત્રિવેદી.**
બ્રહ્માદિક ત્રણ દેવ અને, ચોથા રાજા જે આમ;
ચોથાએ સુખવાસે આપ્યું, **ચાતુર્વેદી નામ.**
**મોહેરક મોઢેરા તેથી, મોઢ વિપ્ર કહેવાણા;**
**શ્રીમાતા તે મોઢઇશ્વરી,** સમસ્તથી **પૂજાણાં.**
મોઢેરામાં એવી રીતે, સુખથી રહ્યા **ત્રિવેદી;**
દૈવાધીન થઇ સુખવાસે, વસીયા **ચાતુર્વેદી.**
ખાન પાન આદિ, સઘળા વ્યવહારો છોડી દીધા;
**તેથીએકબીજાએ, જલાશયોપણનોખાંકીધાં.**
એ રીતે **ચાતુર્વેદી ત્રિવેદી,** ભાગ પ્રમાણો;
તે બેમાંથી બબે ભેદ જે, થયા તે હવે જાણો

**ચાતુર્વેદી વીશ બ્રાહ્મણો.** રસ્તે પામ્યા કષ્ટ;
અર્ધે પંથે અટકી બેઠા, થયા ઉભયથી ભ્રષ્ટ.
**મલ્લતણી વિદ્યાને શીખ્યા,** નહિ સ્થાન ઠેકાણાં;
ભેદ મોઢ બ્રાહ્મણનો તે, જે **જ્યેષ્ઠમલ્લ કહેવાણા.**
મૂર્ખ હતા તે બ્રાહ્મણ બાલક, ચાતુર્વેદી કેરા;
ગાયો ચારે સકલ મોઢની, વનમાં સ્થાપી ડેરા.
મોઢતણી કન્યા ને વિધવા, દેવા જાતી અન્ન;
તેની સાથે કુકૃત્ય કરવા, બગડયું તેનું મન.
જ્ઞાતિ બહાર મૂકયા તે જાણી, ફરી ન કોઇયે સહાય;
મોઢ **ધેનુજા** તેના સઘળાં, સંતાનો કહેવાય.
મોઢ ત્રિવેદીનાં જે, કાણા કુબ્જા બહેરા અંધ;
ચાતુર્વેદીની કન્યા સાથે, કરી સંબંધ.
ધન ખર્ચીને સ્રીને પરણ્યા, ત્રીજું દલ છે એનું;
ભેદ મોઢનો છે **ત્રિદલજા,** નામ પડયું છે તેનું
મોઢ ત્રિવેદી બ્રાહ્મણમાં જે, **પ્રમુખ હતા અગ્યાર;**
સદા સર્વદા નિજ જ્ઞાતિમાં, કહેવાતા સરદાર.
સંસ્થાનો .સંબંધી, દેતી લેતીનું જે કામ
સર્વ તરફથી કરતા **પણ, લઈ લેતા અર્ધા દામ.**
**પ્રપંચ જાણી નોખા કીધા,** સહુએ પામી ખેદ;
મોઢ **એકાદશશમા** તરીકે, છઠ્ઠો તેનો ભેદ.
એક દિવસ હરિહર બ્રહ્મા, સુખવાસે જોવા આવ્યા;
ચાતુર્વેદી વિપ્ર બધા નિરખી, ઉર આનંદ પામ્યા.
પાદ્ય અર્ઘ્યથી પૂજી, કીધો નિગમ મંત્ર ઉચ્ચાર;
વેદ સાંભળી બ્રહ્માદિક, પામ્યા આનંદ અપાર.
આશ્રમ ત્રેતાયુગ સરખો, સમય જોઇને દેવ;
શ્વાપદ સઘળાં શાંત નિહાળી, તુષ્ટ થયા તતખેવ.

અને પક્ષતણા વિપ્રોને બોલાવ્યા તત્કાળ;
વિભાગ પાડી કરી વ્યવસ્થા, પોતે દીન દયાલ.
ભાગ **ત્રય ત્રૈવિદ્યતણા, ચાતુર્વેદીના ચાર;**
વૈશ્ય વૃત્તિની કરી વહેંચણી, જે છત્રીશ હજાર.

એવી રીતે વિભાગ પાડી, ઇશ ગયા નિજ ધામ;
**પંદર ગોત્ર ચાતુર્વેદીનાં,** તેનાં કહું છું નામ.
કુશકુશ (૧) કૌશિક (૨) ભરદ્વાજ (૩) ને શાંડિલ્ય (૪) ને વસ્ત; (૫)
કશ્યપ (૬) ગૌતમ (૭) છાંધાનસ (૮) ને જાતુકર્ણ્ય (૯) કુત્સ (૧૦)
વસિષ્ઠ (૧૧) આત્રેયસ (૧૨) ધારણસ (૧૩) માંડવ્ય (૧૪) લોગાક્ષ (૧૫)
પ્રવર તે તણાં વેદ અને, શાખા સુણજો થઈ દક્ષ.
**કુશ, કોશિક** નાં વિશ્વામિત્ર, (૧) દેવરાત (૨) ઔદલ (૩);
સામેવેદ કૌથુમીજ શાખા, ગાન કરે નિર્મલ.
**ભરદ્વાજ** નાં ભારદ્વાજ (૧) આંગિરસ (૨) બાર્હસ્પત્ય (૩)
સામવેદ કૌથુમીજ શાખા, કરે ગાનનું કૃત્ય

**શાંડિલ** નાં–શાંડિલ્ય (૧) દૈયલ (૨) ત્રીજા આવત્સાર (૩);
યજુર્વેદને શાખા માધ્યંદિનીતણો આધાર.
**વત્સ** તણાં–ભાર્ગવ(૧)ને ઔર્વ(૨) ચ્યાવન(૩)આપ્નવાન(૪)
જામદગ્ન્ય (૫) છે યજુર્વેદની, મૈત્રાયણી મહાન.

**કશ્યપ** નાં–કાશ્યપ(૧) નેને ધ્રુવ(૨) ત્રીજા આવત્સાર(૩);
યજુર્વેદ ને શાખા, માધ્યંદની તણો આધાર.
**ગૌતમ** નાં–ગૌતમ(૧) આંગિરસ(૨) ત્રીજા છે ઓતથ્ય(૩);
**સામવેદ** કૌથુમીજ શાખા સદા સર્વદા પથ્ય.

**છાંધાનસ** નાં–આંગિરસ(૧) અંબરિષ (૨) યાવનાશ્વ(૩);
સામવેદ ને શાખા છે, કૌથુમી વિષે સર્વસ્વ.
**જાતૂકર્ણ્ય** નાં વાસિષ્ઠ(૧) આત્રેયસ(૨) જાતૂકર્ણ્ય(૩);

યજુર્વેદ ને શાખા, માધ્યંદિની સદૈવ શરણ્ય.
**કુત્સ** તણાં–આંગિરસ(૧) અને અંબરિષ(૨) યૌવનાશ્વ(૩);
યજુર્વેદ શાખા છે, મૈત્રાયણી વિષે સર્વસ્વ.
**વસિષ્ઠ** નાં–વાસિષ્ઠ (૧) ઇંદ્રિપ્રમદ (૨) આભરદ્વસુ (૩);
યજુર્વેદ શાખા છે, માધ્યંદિની તણા જીજ્ઞાસુ
**અત્રિ** તણાં–આત્રેયસ(૧) આર્ચનાનસ(૨) ને શ્યાવાશ્વ(૩);
યજુર્વેદ શાખા છે માધ્યંદિની વિષે સર્વસ્વ.
**ધારણસ** નાં–આગસ્ત્ય(૧) દાઢર્યચ્યુત(૨) ને ઇધ્મવાહ(૩);
યજુર્વેદ શાખા છે માધ્યંદિનીજ કુશલાવહ.
**માંડવ્ય**નાં–માંડવ્ય(૧) ચ્યાવન(૨) ને આપ્નવાન(૩)
જામદગ્ન્ય(૪) છે ઔર્વ(૫), યાજુષી માધ્યંદિની મહાન.
**લૌગાક્ષો**નાં–વાસિષ્ઠ(૧) કાશ્યપ(૨), ને આવત્સાર(૩);
યજુર્વેદ ને શાખા, માધ્યંદિની તણો આધાર.

એક ગોત્રમાં લગ્ન ન થાય, કરવાથી ચાંડાલ;
તેમજ પ્રવર સમાન ગોત્રમાં, થાય નહિ વેવિશાળ.
ભૃગુ અંગિરા પ્રવર વિનાના, અન્ય ગોત્રમાં ભાઇ;
એક પ્રવર જો મલતું આવે, ત્યાં નવ કરો સગાઈ.
ભૃગુ અંગિરા પ્રવર તરીકે, જે જે ગોત્રે હોય;
તેનો નિર્ણય હવે કહું છું, માની લ્યો સહુ કોય.
પાંચ પ્રવરમાં એક સરીખા ત્રણ, ત્રણમાં બે એક;
કન્યા ત્યાં નહિ દેવી લેવી, એવો શાસ્ત્ર વિવેક.
તે નિર્ણય અનુસાર જાણવા, કહું છું સુણજો કાન;
ગોત્ર પરસ્પર કયું કોણુ સંગાથે, એક સમાન.
કૌશિક કુશકુશ એ બે સરખાં, માંડવ્ય ને વત્સ;
જાતૂકર્ણ આત્રેયશ સરખાં, છાંધાનસ ને કુત્સ.

કશ્યપ ને શાંડિલ્ય, લૌગાક્ષી છે એકજ સ્થાન;
જાતૂકર્ણ્ય વસિષ્ઠ ને, લૌગાક્ષી એક સમાન.
ગોત્રતણો નિર્ણય એ રીતે, જાણી સગપણ કરજો;
હવે કહું છું ગામ વહેંચણી, ધ્યાન દઈ સાંભળજો.
બ્રાહ્મણ **સહસ્ર અઢાર** તે તણા, વર્ગ હતા **બોંત્તેર;**
તે ઉપરથી કર્યાં તે તણાં, **સંસ્થાનો બોંત્તેર.**
તેમાંથી **ચાતુર્વેદીના, પંચાવન સંસ્થાન;**
તે સઘળાનાં નામ કહું છું, સાંભળજો દઇ કાન.

સિતવાડા(૧)અરખેજ(૨)મગોડી(૩)જેડલોજ(૪)સીહોલ;(૫) વડોદરા(૬)કડવાડા(૭)ચેખલ (૮) સોજીત્રા(૯) દેલોલ(૧૦) કુહા(૧૧)શેરથા(૧૨)ચાણંદખેડા(૧૩)વણોદ(૧૪)હાથીજણ; (૧૫)કપડવંજ(૧૬)જ હ્લોડ(૧૭)થલતજ (૧૮)ગમિધ(૧૯) ગોલુંદણ(૨૦)થલગ્રામ(૨૧) ગોવિંદડ (૨૨) પ્રીણવા(૨૩) ડહામલી(૨૪)દંતાલી(૨૫)મોવૈયા (૨૬) ચારણસિદ્ધા(૨૭) ને માતર(૨૮)વાસુહાલી(૨૯)ભાલજ(૩૦)માણજ(૩૧)ગોત (૩૨)ગોધરા(૩૩)રાંતેજ(૩૪)ને રૂપાલા (૩૫)ચરલી(૩૬) અરલુ(૩૭)માતમોરિઆ(૩૮)છત્રોટા (૩૯) અસાલા (૪૦) ઢીંકાલા(૪૧)બલ્લોલ (૪૨) પાટડી (૪૩) વાંસજડી (૪૪) સાણંદ(૪૫)નાલોલઃ(૪૬)દેહોલ(૪૭)બાપણી(૪૮) બીચોલ (૪૯)નેઆણંદ(૫૦) સોહાસીયા (૫૧) માહોલીયા (૫૨) દૂધઇ (૫૩) જયાખાપન (૫૪) હાંસોલા (૫૫) એ રીતે ચાતુર્વેદીનાં સંસ્થાન.

**મોઢ ત્રિવેદીનાં એકાદશ. ગોત્રતણાં** કહું નામ;
તેમાં પહેલાં પાંચ ગોત્ર છે, ચાતુર્વિદ્ય સમાન.
માંડવ્ય(૧)કૌશિક(૨) નેવત્સ(૩)લૌગાક્ષી(૪) ધારણસ (૫)

વાત્સ્યાયન(૬)શૌનક (૭) ને કૃષ્ણાત્રેય (૮) ગાર્ગ્યાનસ (૯)
ઉપમન્યુ(૧૦)ગાંગાનસ (૧૧) એકાદશનાં નામ પ્રમાણો;
**પ્રવર** વેદ શાખા વાત્સયયન, ગોત્રાદિકના જાણો.
**વાત્સ્યાયન**નાં–ભાર્ગવ(૧) ચ્યાંવન(૨) ઔર્વ(૩) આપ્નવાન
(૪) ભારદ્વાજ (૫) ને યજુર્વેદની માધ્યંદિની મહાન.
**શૌનક**નાં–શાનક(૧) ને ભાર્ગવ(૨), ત્રીજા ગાંત્સૅમદ(૩)
યજુર્વેદ શાખા છે, માધ્યંદિની સદા હર્ષદ.
**કૃષ્ણાત્રેય**નાં–આત્રેય(૧) આર્ચનાનસ(૨) શ્યાવાશ્વ(૩)
યજુર્વેદ શાખા છે, માધ્યંદિની વિષે સર્વસ્વ.
**ગાર્ગ્યાનસ**નાં–ભાર્ગવ(૧) ચ્યાવન(૨) ઔર્વ(૩) આપ્નવાન(૪)
જામદગ્ન્ય(૫) ને સામતણી, શાખા કૌથુમી મહાન.
**ઉપમન્યુ**નાં–વસિષ્ઠ(૧) ઇંદ્રપ્રમદ (૨) આભરદ્વસુ(૩)
યજુર્વેદની શાખા છે, માધ્યંદિની તણાં જીજ્ઞાસુ.
**ગાંગાનસ**નાં–કાત્યાયન(૧) ને બિલ્વ(૨) વિશ્વામિત્ર(૩)
યજુર્વેદ ને શાખા તેની, માધ્યંદિની પવિત્ર.
ગોત્ર પરસ્પર કયું કોણ સંગાથે, એક સમાન;
તેનાં નામ કહું નિર્ણય, અનુસારે સુણજો કાન.
ઉપમન્યુ લૌગાક્ષી સમ, નામ કૌશિક ગાંગાનસ;
સમાન માંડવ્ય વત્સ, વાત્સ્યાયન ગાર્ગ્યાનસ.
જે જે ગોત્રે પ્રવર સરીખાં, ત્યાં નહિ કન્યાદાન;
સાંભળજો **ત્રૈવિદ્ય મોઢનાં**, કહું **સત્તર સંસ્થાન.**

શીલાયા(૧)દ્દેગામ(૨) એવડી(૩) ડસીયા(૪) કલ્યાણીઆ (૫)
કોહાટોયા(૬) વારોલા(૭) ગુંદરાણા(૮) ને હરડીયા (૯)
નાયકપૂરા(૧૦)નાગલપૂરા(૧૧)ભદ્દકીયા(૧૨) મંડારા (૧૩)
કઠોવ્યાં(૧૪) લોહાસણ(૧૫) ને શરંડા(૧૬) વાસવારા(૧૭)

એ રીતે **ત્રૈવિધ્ય મોઢનાં**, ગોત્ર સ્થાન ને વેદ;
હવે કહું છું **મોઢ વણિકના મુખ્ય ત્રણ જે ભેદ.**
કામદુધા ગાયે સરજેલા, જે છત્રીશ હજાર;
તેથી તેનો થયો **ગોભવા**, નામ વડે વહેવાર.

કાર્યતણા સંયોગે જે, અર્ધા **અટ્ટલપુર** આવ્યા;
મોઢેરાને છોડયું તેને, અડાલજા ઠેરાવ્યા.
યાત્રા કરવા રામચંદ્રજી, ધર્મારણ્યે આવ્યા;
**માંડલીકપુરમાંથી વણિક, સવા લક્ષને લાવ્યા.**

ધર્મારણ્યતણા વિપ્રોને સેવા માટે આપ્યા;
**મોઢ વણિક માંડલીઆ** એવું, નામ આપીને સ્થાપ્યા.
સવા લાખ માંડલીઆમાં, જે હતા **શૂદ્રના** જેવા;
**તેલાકાર ધંધો કરવાથી,** તેને **તેલી** કહેવા.

એવી રીતે **વિપ્ર** વણિકના, કીધા ભેદ તમામ;
હવે કહું છું **મોઢ વિપ્રની, કુલ દેવીનાં નામ.**
ભરદ્વાજ ને કૌશિક ગૌતમ, જાતૂકર્ણ્ય જાણો;
ચાર ગોત્રના રક્ષક કુલ માતા, યક્ષિણી પ્રમાણો.

કૃષ્ણાત્રેય અત્રિ અને, લૌગાક્ષીમાં પૂજતા,
ત્રણે ગોત્રની કુલ દેવી છે, ભદ્ર યોગીની માતા
વત્સ અને શાંડિલ્યતણી, કુલ માત જ્ઞાનજા દેવી;
કશ્યપની ચામુંડા કુશની માત, તારિણી કહેવી.

વાત્સ્યાયનને છાંધાનસની, ભટ્ટારિકા દેવી;
વર્શિષ્ઠની છે કુલેશ્વરી, કુત્સતણી કમલા કહેવી.
માંડવ્યમાં ધારભટ્ટારિકા, માત પૂજાય;
ધારીણસ ગોત્રતણી, કુલની માત છત્રજા થાય.

ઉપમન્યુની ગાત્રાંડા, ગાર્ગ્યાનસની છે શાંતા;
ગાંગાનસની સુખદા, શૌનકની દુર્ગા છે માતા.
કુલ દેવીના નામ વિષયમાં, પક્ષ ઘણા કીધા છે;
પણ તેમાંથી એક પક્ષનાં, નામ અહિં દીધાં છે.

દ્રવિડ પાંચની અંદર મોઢતણી, ગણના પ્રખ્યાત;
મોઢતણી ઉત્તમતા આખા, વિશ્વ વિષે વિખ્યાત
કર્ણાટક, તૈલંગ દ્રાવિડી, વિંધ્ય દક્ષિણે જાણો;
મહારાષ્ટ્રી ને ગુજરાતી પાંચે દ્રવિડ પ્રમાણો.

ગાડ અને મૈથિલ, ઉત્કલને વિંધ્યોત્તરમાં વાસ;
સારસ્વત ને કાન્યકુબ્જ, એ પાંચ ગોડ છે ખાસ.
ગૌડ ગૌડમાં દ્રવિડ દ્રવિડમાં, છે ભોજન પ્રચાર;
ગાડ અને દ્રાવિડ એને નહિ, ખાન પાન વહેવાર.

મોઢતણી ગણના ગુર્જરમાં, દ્રવિડતણો એ ભેદ;
ઈષ્ટદેવ તેના શ્રીમાતા, રામ પવનસુત વેદ.
જ્યાં સુધી નિજ ઈષ્ટદેવને, તજે ન બ્રાહ્મણ બાલ;
ત્યાં સુધી એ **મોઢ વિપ્રનો, થાય ન વાંકો વાળ.**

સૂત પુરાણીનું એ રીતે, સઘળું કથ્યા કથન;
**ધર્મારણ્યતણું** સાંભળી, ઋષિઓ થયા પ્રસન્ન.
મોઢ સર્વને જે ઉપયોગી, તે સંક્ષેપે કીધું;
સઘળું સ્કંધતણું શ્રીધર્મારણ્ય, ઉપરથી લીધું.

કોઇ કહે છે કે ધર્મારણ્ય લખ્યું, છે **સ્કંદપુરાણે.**
કોઇ કહે છે ધર્મારણ્ય લખ્યુ, છે **પદ્મપુરાણે.**
તપાસ કરતાં, ધર્મારણ્ય મળ્યું, છે **સ્કંદપુરાણે;**
ખૂબ તપાસી જોતાં પણ, નવ દીઠું પદ્મપુરાણે.

તોપણ ધર્મારણ્ય પદ્મનાં, નામ વડે કહેવાય;
કોણે ક્યારે શાથી લખીયું, તે કાંઈ નવ સમજાય.
સ્કંદતણું ઉત્તમ માની, તેમાંથી સઘળું લીધું;
**પદ્મતણું આધાર વગરનું, માની છોડી દીધું.**
અહિં સુધીનું સઘળું, ધર્મારણ્ય ગ્રંથ અંદરથી;
**હવે પછીનું લીધેલું છે, બારોટ નોટ ઉપરથી.**
મોઢ જ્ઞાતિના એ બારોટો, વંશાવલિને ભાખે;
ગોત્ર અને અવટંક સ્થાનની, નોંધ ચોપડે રાખે.
ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણે, મનમાં કર્યો વિચાર;
શી રીતે સંતાનો સમજી, શકશે નિજ વહેવાર.
જેમ જેમ કલિયુગનો દુસ્તર, સમય વધારે જાશે;
ગોત્ર શાસ્ત્રનું જ્ઞાન તે સમે, સઘળે ઓછું થાશે.
કોણ કુટુંબી થાય કેટલું, કયું ગોત્ર ને વેદ;
સાધન વિણ સહુ કેમ સમજશે, નાત જાતના ભેદ.
એમ વિચારી **મૂલદેવ, સહદેવ** બેઉ બોલાવ્યા;
**કણોજીયા બ્રાહ્મણને, જ્ઞાતિતણા બારોટ બનાવ્યા**
સ્થાન ગોત્ર અવટંક અને, શાખા કુલદેવીનું નામ;
વંશાવલિની નોંધ રાખવાનું, સોંપ્યું છે કામ.
પુત્રી પુત્રતણાં સગપણમાં, જ્યારે સહુ મુંઝાશે;
નોંધ થશે બારોટ ચોપડે, તે ઉપયોગી થાશે
વૃદ્ધોએ તે દીર્ઘદૃષ્ટિએ, તેને સોંપ્યું કામ;
તેના સંતાનો અદ્યાપિ, રાખે નોંધ તમામ.
કળિયુગનું વૃત્તાંત મોઢનું, સાંભળવા મન થાય;
પણ તેમાં અવનતિ સર્વની, કહેતાં મન અચકાય.

ધર્મારણ્ય વિષે વિપ્રો સહુ. સુખથી વાસ કરે છે;
દિન દિન અધિકાનંદ સર્વદા, નિર્ભય થઇ વિચરે છે.
સાયં પ્રાતર્ અગ્નિહોત્ર હોમી, સ્વાધ્યાય કરે છે.
નિગમ મંત્રના નાદે, સકલ દિશાના દોષ હરે છે.
આધિ વ્યાધિ ઉપાધિ નહિ, વળી નહિ દુઃખ કે કલેશ;
ઇષ્ટદેવ આરાધન કરતા, આલસ નહિ લવલેશ.
કલિમાં પણ સુખથી વર્ત્યો, ત્રેતાયુગ સરખો કાલ;
વેદતણા આશ્રયથી તેનો, થયો ન વાંકો વાલ.
એ રીત વિપ્રો જ્યાં સુધી, રહ્યા ધર્મને ધારી;
**રક્ષણ કીધું પવનકુમારે, રામાજ્ઞા અનુસારી.**
કૃતયુગથી કલિના પ્રારંભ સુધી, સુખનો સંયોગ;
કર્મ ધર્મથી પૂર્ણ થયો, પ્રારબ્ધતણો જે ભોગ.
સહુના સઘળા સુખમાં દિવસો જાય ન એક સમાન;
**ઉદય અસ્ત પેઠે સુખ દુઃખના,** જન્મ અને અવસાન.
કલિયુગ આવ્યો સઘળે ફાવ્યો, સહુને લીધા જીતી;
સહુમાં વાસ કરી બેઠો, વિપ્રોની બદલી રીતિ.
**ન્યાય નીતિને નેવે મૂકયા, કલેશ પરસ્પર કીધા;**
ત્યારે તે સઘળાને, **પવનકુમારે છોડી દીધા.**
વેદ ધર્મને વહેતા મૂકયો, **ઇષ્ટદેવને છોડયા;**
**શ્રીમાતાને ગયા વિસરી, નિયમો સઘળા તોડયા.**
એ રીતે વિપ્રો સઘળા, નિજ કર્મ ધર્મથી ચુકયા;
ત્યારે તેને ક્ષેત્ર દેવતાએ પણ મનથી મૂકયા.
દેશ ઉપર દુષ્ટો ચડી આવ્યા, બહુ વર્તાવ્યો કેર;
ધર્મતણું જે સ્થાન આર્યનું, તે પર લાવી ઝેર.

દેવસદન તોડી નાંખ્યાં, મ્લેચ્છોએ કીધું એવું;
છિન્નભિન્ન મોઢેરા કીધું, હતું નહિ હતું જેવું.
**ભાવિ ભોળી મોઢ ઈશ્વરી, મીંચી આપ નયન;**
અધોમુખ કરી ધર્મવાવનાં, જલમાં કર્યું શયન.
ભયમાં દીન શાંત ત્યાં શૂરા, બ્રાહ્મણનો શો ભાર;
તપનાં તેજ વગરના સહુ, ભાગ્યા છોડી ઘરબાર.
ગામ ધામ ને ગિરાસ સઘળું, સહુનું ગયું સ્વધામ;
જ્યાં ત્યાં જઈ સહુએ સ્વીકાર્યું, વિપ્ર વૃત્તિનું કામ.
ભૃગુએ ભેટ કરેલો ભેટયો, દુઃખમાં કરી સહાય;
જેની ઓથ વડે સંકટમાં, બ્રાહ્મણ નવ મુંઝાય.
જે દીથી નિજ ધર્મ રામ, હનુમાન વેદને છોડયા;
તે દીથી દુર્દૈવે આવી, દુઃખ યોગમાં જોડયા.
છોડયા છે તેને સંભાલે જે, તે દુઃખ ન પામે;
ઇષ્ટદેવનાં યજન ભજનથી, સઘળાં સંકટ વામે.
નાત જાત ને નિજનું શુભ કરવા, ઇચ્છા મન થાય;
ઇષ્ટદેવ આરાધન કરવું, એ છે સરલ ઉપાય.
ગાથા મોઢતણી એ રીતે, કીધી સંક્ષેપથી;
કાલિદાસની મોઢ ઇશ્વરી, પ્રસન્ન થાઓ તેથી.
ધર્મ સનાતન જાળવવા, સહુમાં બલ બુદ્ધિ આવો;
**જ્ઞાતિતણા ઉદ્ધાર કાર્યમાં,** હેતરૂપ સહુ થાઓ.

અપુત્રને સત્પુત્ર મલો વલી, પિતા પિતામહ થાજો.
નિર્ધન સધન બની સુખ પામો, દુઃખ દીનતા જાજો.
સર્વે સદા નિરામય રહેજો, સઘળા સુખને વરજો;
મંગલ આપ નયનથી નિરખી, કામ સદા શુભ કરજો.
સંવત્ ઓગણીસેં છન્નુમાં, પૌષ પંચમી લીધી;
મકરતણું સંક્રમણ શુભ દિને, ગ્રંથ સમાપ્તિ કીધી
મતિ અનુસારે કીધું છે, ઉપયોગી બાબત લેજો;
કૃપા કરીને ભૂલ ચૂકને માટે માફી દેજો.

ૐ **શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**



# દેવી અપરાધ ક્ષમાપન સ્તોત્ર

નમંત્રં નોયંત્ર તદપિચ ન જાને સ્તુતિ મહો ।
ન ચાબ્હાનં ધ્યાનં તદપિચ ન જાને સ્તુતિકથા ॥
ન જાને મુદ્રાસ્તે તદપિચ ન જાને વિલપનં ।
પરંજાને માતસ્ત્વદનું શરણું કલેશ હરણું ॥

વિધેરજ્ઞાનેન દ્રવિણુ વિરહેણુાલસ તયા ।
વિધેયા શક્યત્વાદ તવચરણોયોર્યા ચ્યુતિરભૂત ॥
તદેતત્ ક્ષંતવ્યં જનનિ સકલોદ્ધારિણીશિવે ।
કુપુત્રો જાયેત કવચિદપિ કુમાતા ન ભવતિ. । ૧

પૃથિવ્યાં પુત્રાસ્તે જનની બહવઃ સંતિ સરલા ।
પરંતેષાં મધ્યે વિરલતરલો હં તવ સુતઃ ॥
મદીયોયં ત્યાગઃ સમુચિતમિદં નો તવ શિવે ।
કૃપુત્રો જાયેત કવચિદપિ કુમાતા ન ભવતિ ॥ ૨

જગન્ માત માંત સીવ ચરણુ સેવાન રચિતા ।
નવાદષ્ટં દેવિ દ્રવિણુમપિ ભુયસ્તવ મયા ॥
તથાપિ ત્વં સ્નેહં મયિનિરૂપમં યત્પ્રકુરૂષે ।
કુપુત્રો જાયેત કવચિદપિ કુમાતા ન ભવતિ ॥ ૩

પરિત્યકત્વઃ દેવાન્ વિવિધ વિધ સેવા કુલ તયા ।
મયા પંચાશિતે રધિકમપનીતે તુ વયસી ॥
ઇંદાનીં ચેન્માતકસ્તવ યદિ કૃપાનાપી ભવિતા ।
નિરાલંબો લંબોદર જનનિકં યામિ શરણુમ્ ॥

શ્વપાકો જલ્પાકો વિવિધ મધુપાકો પમગિરા ।
નિરાતંકો રંકો વિહરતિ ચિરંકોટી કનકૈઃ ॥

તવાપર્ણે કર્ણે વિશતી મનુવર્ણે ફલમિદં ।
જનઃકો જાનીતે જનનિ જપનીયં જપવિધૌ ॥

ચિતા ભસ્માલેપો ગરલમશનં દિકપટધરો ।
જટાધારી કંઠે ભુજગપતિહારી પશુપતિ ॥
કપાલી ભૂતેશો ભજતિ જગદિશક પદવીં ।
ભવાનિત્વત્પાણી ગ્રહણ પરીપાટી ફલમિદં ॥

ન મોક્ષસ્યાકાંક્ષા ન ચ વિભવ વાંછાપિચનમે ।
ન વિજ્ઞાનાપેક્ષા શશિમૂખી સુખેચ્છાપિ ન પુનઃ ॥
અતસ્ત્વાં સંયાચે જનનિ જનનં યાતુ મમવૈ ।
મૂડાનિ રૂદ્રાણિ શિવ શિવ ભવાનિતિ જપતઃ ॥

નારાધિતાસિ વિધિના વિવિધોપચારૈ ।
કિં રુક્ષ ચિંતનપરૈ ન કૃતં વચોભિઃ ॥
શ્યામે ત્વમેવ યદિ કીંચન મંય નાથે ।
ધત્સેકૃપા મુચિત મંબ પરં તવૈવ ॥

આપત્સુ મગ્ન સ્મરણં ત્વદીયં ।
કરોમિ દુર્ગે કરૂણાર્ણવેશી ॥
નૈતચ્છઠત્વં મમ ભાવયેથા ।
ક્ષુધા તૃષાની જનનિં સ્મરંતિ ॥

જગદમ્બ વિચિત્ર મત્ર કીં પરિપૂર્ણા કરૂણાસિ ચે નમયિ ।
અપરાધ પરાંપરાવૃત્તં નહિમાતા સમુપેક્ષતે સુતં ॥
મત્સમઃ પાતકી નાસ્તિ માપઘ્નિ ત્વત્ સમા નહિ ॥
એવં જ્ઞાત્વા મહાદેવિ યથા યોગ્યં તથા કરૂ ॥

## શ્રી શંકરાચાર્ય કૃત.

**अंगं गलितं पलितं मुण्डं दशन विहीनं जातंन्तुण्डम् ।**
**करधृत कम्पित शोभित दण्डं तदपि न मुञ्चत्याशा पिण्डम् ॥**

સઘળાં ગાત્રો ગલિત થઇ ગયા, માથાના વાળ સફેદ થઈ ગયા; મોઢાના દાંત તુટી ગયા, હાથમાં પકડેલી લાકડી કેવી ધ્રૂજે છે તો હે માનવી તું આશા હજી છોડતો નથી.

**यावद्वित्तोपार्जन शक्तस्तावन्निजपरिवारो रक्तः ।**
**तदनु च जरया जर्जरदेहे वार्तां कोऽपि न पृच्छति गेहे ॥**

જ્યાં સુધી ધન પેદા કરવાની શકિત હોય છે ત્યાં સુધી જ પોતાના કુટુંબની ભકિત દેખાય છે. ત્યાર પછી જ્યારે ઘડપણથી દેહ જર્જરીત થાય છે ત્યારે ઘરમાં કોઇ ખબર પણ પૂછતું નથી.

**कामं क्रोधं लोभं मोहं त्यकत्वा ऽऽत्मानम्भावय कोऽहम् ।**
**आत्मज्ञान विहीना मूढास्तेपच्यन्ते नरक निगूढा ॥**

અરે! કામ, ક્રોધ, લોલુપતા, મોહ વિકારનો ત્યાગ કર. હું કોણ છું! તેનો જ નિરંતર આત્મ-વિચાર કર. જે કોઇ મૂઢ માણસ આત્મજ્ઞાનથી વંચિત રહી જાય છે તે નરક નિગુઢ થઇને અનેક જાતની યાતનાઓ સહન કરે છે.

**सर्वेऽपि सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ॥**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित् दुःखमाप्नुयात् ॥**

સર્વ પ્રાણી સુખી થાઓ, સર્વ પ્રાણી નિરોગી હો;
સર્વ પ્રાણી જુએ ભદ્ર, ન થાય દુઃખ કોઇને.

---

સદા વર્ષા સારી, સુખદ વસુધામાં વરસજો,
સદાનંદે વંદી, પ્રભુ નિયમમાં સૌ વિચરજો;
સદા શાંતા પામી, પરમ ભજને સાવધ થજો,
દયા વિદ્યા લક્ષ્મી, ઘર ઘર પ્રજામાં પ્રસરજો.

---

यदक्षरम्पदम्भ्रष्टं मात्राहीनञ्चयद्भवेत् ।
तत्सर्वं क्षम्यतां देवि प्रसीद परमेश्वरी ॥
हरिः ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवा व शिष्यते ॥
लोकाः समस्ताः सुखिना भवन्तु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥
॥ ॐ इति ॥



## ‘ માતંગી ’ના વાંચકોના પત્રો અને પરિચયો

I am pleased to read in ‘ Modh Mittra ’ that “ Matangi ” the most useful book to Modh Community is published by you.

**Bhopal** } **Seth Sagunchand Indarmal Modh**

---

आजका जन समुदाय पीडित है इस लिए कि हम अपने इष्ट देवताओं को भूल चूके है । पाश्चात्य सभ्यता के मद में चूर हम हमारी प्राचीन संस्कृति को केवल ढकोसला ही कहने लग गये है ऐसे समयमें “ मातंगी ” माकी महिमा का वर्णन अत्यंत ही समयानुकुल है । पुस्तकमें पवित्र क्षेत्र धर्मारण्य की अधीष्ठात्री देवी मातंगी की उत्पत्ति महात्म्य और चरित्र का वर्णन किया है ।

पुस्तक बडी ही खोज के बाद लिखी गई है । लेखक के परिश्रम का परिचय पुस्तक मे लीखित वृत्तांतो मे मिलता है ।

हम लेखक महोदय के प्रयास की सहराना करते हैं । इस प्रकार की पुस्तक का प्रत्येक मोढ बंधु के घरमें होना आवश्यक है ।

इन्दोर. ‘मोढ मित्र’

---

માતંગી ચોપડી આપે તૈયાર કરાવી છે તે બાબત આપે તસ્દી લઈ મોઢ કોમની ઘણી ઉત્તમ સેવા બજાવી છે અને સર્વે મોઢ જ્ઞાતિ બ્રાહ્મણ, વણિક, ઘાંચી વિગેરે મોઢ કોમના ઉદ્ધારને માટે આપે ઘણી લાગણી દર્શાવી છે. મોઢેશ્વરના મંદિરમાં પણ આપે જે તન, મન અને ધનથી કાર્ય કર્યુ છે તે માટે આપને તથા આપના કુટુંબને ધન્ય છે

મુ. સરપદડ **ઘેલારામ ડોસાભાઇ**

....માતંગી પુસ્તક મળ્યું. મોઢ જ્ઞાતિ માટે આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે.

મુ. વડનગર **જોઇતારામ મોહનલાલ પંડયા**

મંત્રી બ્રા.

---

ગુજરાતિ ભાષાનું અનોખુ પ્રકાશન "માતંગી" ગુજરાતિ ભાષામાં અત્યાર સુધી અનેક પ્રકાશનો થયાં છે. પરંતુ આ પુસ્તક એક જુદીજ ભાત પાડે છે. ઈતિહાસ અને પુરાણુ પ્રસિદ્ધ મોઢેરા નગરમાં મોઢેશ્વરી ઉર્ફે માતંગી માતાજીનું એક પ્રાચિન મંદિર આવેલું છે. આ માતંગી માતાજીના ધામનો પરિચય ઇતિહાસ અને આંગોપાંગ વર્ણન આ ગ્રંથમાં કરેલું છે. ગુજરાતનાં અનેક તીર્થ ધામો પૈકી મોઢેરાનું સ્થાન ઘણું મહત્વનું છે. આ તીર્થસ્થાન સંબંધિની વિપુલ માહિતી આ ગ્રંથમાં સમાવવામાં આવી છે. એટલે મોઢ જ્ઞાતિજનો ઉપરાંત સમગ્ર ગુજરાતની પ્રજા માટે આ પુસ્તક રસદાયક માહીતી પુરી પાડે છે. આ એક એવા પ્રકારનું પ્રકાશન છે કે તેનું અનુકરણુ કરીને ગુજરાતના સુપ્રસિદ્ધ ધર્મસ્થાનો તીર્થો તથા ઐતિહાસીક સ્થળોનાં વર્ણનો સરળ તેમજ સચોટ શૈલિમાં પ્રગટ કરી શકાય. દેવ દેવીઓના વિવિધ ફોટાઓથી પુસ્તક વધુ આકર્ષિત બને છે. આ પુસ્તક મોઢ જનતાને બહુજ ઉપયોગી થઈ પડે તેમ છે અને પ્રત્યેક મોઢ કુટુંબે આ પુસ્તક વસાવી લેવા જેવું છે

સંદેશ

તા. ૩ ઓગસ્ટ ૧૯૪૭.